બેહુ બાંધવ વલતા એમ વદે, અમો અન્યો અન્યે પાડીએ શરીર રે;
અતિ પ્રેમ છે આપમાં, એમ વિચારે બહુ વીર રે.
'અસ્તુ' કહી શિવ સંચરા, પછે અસુર થયા બલવન રે;
દેવ દૈત ને માનવી, વશ કર્યાં સર્વ ભુવન રે.
સુર સર્વને તે દમે, તે દાનવથી નાશે સાર રે;
એવું સુણીને બ્રહ્મા ગયા, વિષ્ણુ પાસે તેણી વાર રે.
જગત્પતિ જગનાથજી, જગદીશ કરો અમ સાહે રે;
શિવ વર થકી બલીઆ થયા, તેથી સુર સર્વ ગભરાએ રે.
એવું સુણીને દીધી આગના, તમો પધારો નિજ ધામ રે;
બ્રહ્મ સદન બ્રહ્મા ગયા, વિષ્ણુને કરી પ્રણામ રે.
પછે વિષ્ણુએ વનિતા વપુ ધર્યું, રૂપ તણો અંબાર રે;
પાએ અણુવટ વિછીઆ, વલી ઝાંઝરનો ઝમકાર રે.
ઝાલ ઝુમણાં, કાને કુંડલ, ધર્યા સોળ શણગાર રે;
ચંદ્રવદની મૃગનેણી છે, તેજ તણો અંબાર રે.
તે વર્ણવી હું નવ શકું, મનમોહ પામ્યું મહિપતિ રે;
બેહુ બાંધવ મૃગયામાં હતાં, ત્યાં આવી દેવી સતી રે.
સુંદર વરણી સુંદરી, સોલ વરસની સુંદરી માત્ર રે;
નેત્ર કટાક્ષે મોહ પમાડે, ઢીલાં કરે મુનિનાં ગાત્ર રે.
કોકિલા સમ સ્વર નિકળે, જાણે મધુર ગાન રે;
થેઈ થયાર કરતી ચાલી, મારવા મોહ બાણ રે.
ભોગી ભૂપને ભામનિ દષ્ટે પડી, વ્યાકુલ હવા નીરધાર રે;
ધસ્યા વસ્યા, તૃષા થયા મોહના, એએ ઝાલ્યો જઇને હાથ રે.
બેહુ વીર એમ ચીંતવે, હું થઈશ એનો નાથ રે;
પસુ કહે સ્રીને મારી થજે, ઘોર તેને લેહરે રે.
અતિ વલ્લભ એ મારી મારી, બેહુ જોદ્ધ એમ કહે રે;
ત્યારે નારી કેહે સુણો રે, જોદ્ધા સમાન દિશો સ્વરૂપ રે.
હું દેખી બેહુને મોહી, જીતો તે વરજો ભૂપ રે;
પસુ કેહેરે હું વરૂં, ઘોર કેહે મુજને કોડ રે.
ક્રોધ વશ બાંધવ થયા, જે સરખે સરખી જોડ રે;
પસુ કેહેરે મંદ મતી, મેં વરી એ બાળા રે.
માત સ્થાનેક તારે થઈ, શું લવે છે મૂર્ખ કાલા રે;
ઘોર કહે લઘુ ભ્રાતની સ્રી, પુત્રી કેહે છે વેદ રે.

અલવે જોશે એને તો, મસ્તક થાશે છેદ રે.
પછે વીર વઢવા તત્પર હવા, બેહુનાં પડયાં શરીર રે;
તે માટે સુણો તમો માતજી, કુશલ ન દેખું વીર રે.
જો કુશળ ઇચ્છો પુત્રને, તો કરો વચન અપ્રમાણ રે;
કુંતા કેહે ધર્મ જાણજે, હું તજીશ મારા પ્રાણ રે.
સાગર સાત ને મેદની તે, આજ રસાતલ જાય રે;
તોહે પુત્ર મહારૂં વચન તે, કેમે ન મિથ્યા થાય રે.
ધર્મ કેહે તુજ વાયકથી, પાંચો વીર વરસું એ નાર રે;
હરખ પામી કુંતા વદે, વારૂ થયો વિચાર રે.

વલણ.

વારૂ થયો વિચાર રે, એમ કુંતા માતા ઓચરે રે;
વચન સુણી મન હરખ્યા, ને માતા વાયક મસ્તક ધરે રે.

## IX. From અષ્ટવક્ર આખ્યાન (A. D. 1710).

### 1. Introductory verses.

કડવું.

વક્રતુંડા તમો શુંડદંડા તમો, ગર્કગ્રીવા તમો શિવનંદા તમો;
ચક્રપેટા નમો પ્રેમે સેવી નમો, ચક્રસ્વામી નમો નામિ નમું અમો.
શક્રઅર્કા નમો વક્રહસ્તા નમો, વક્રકટયા નમો ભટચભટ્ટા નમો;
તક્રચેતા સમો વેત્રપાદા સમો, વક્રઅષ્ટા સમો સૃષ્ટિકા દે સમો.
સમો શુભ દે ગણનાયક તું, સેવા સાધુ સાચી;
અષ્ટાવક્રને નમન કરૂં હું, મતિ હરે મમ કાચી.
અષ્ટવક્ર આખ્યાને સેવા, અષ્ટવક્રની કરીએ;
વૃદ્ધશ્રવસે વૃત્ર હર્યો જિમ, તિમ વિઘ્નને હરીએ.
ચરણકમળ મકરંદ સુવાસિત, મન ખટપદ થઇ લેશે;
વિઘ્નહારી મંગળકારી, અભયદાનને દેશે.
મંગળકારી બીજો માની, દ્વૈતભાવને ગ્રેહશે;
શુભકર અશુભકારી થાશે, હાથ ઘસી તું રેહશે.

## પ્રેમાનંદ ભટ્ટ.

માટે મન મસ્તાના દૃઢ થઈ, અદ્વૈત સેવને સાચું;
જીવ શિવકેરો ભેદ જણાશે, બ્રહ્માનંદે રાચું.
આકુળિયે અકળાતું જોઇ, વિપ્રે મનને વાળ્યું;
અષ્ટાવક્ર આખ્યાન ઉચ્ચારૂં, શ્રવણ કરો જો સારૂં.
પાંડવને લોમશે સુણાવ્યું, વનપર્વકેરી માંયે;
યથામતિ પ્રાકૃતમાં કરિયે, ડરિયે ડર છે જ્યાંયે.
બ્રહ્મજ્ઞાનીશા પૂર્ણ નહિં જે, સર્વત્ર વદશે ભ્રમમાં;
મૂઢમતિ માને મહિ માહે, દબાઈ જાયે ન દમમાં.
વ્યાસ વસિષ્ઠ પરાશર પોતે, બ્રહ્મજ્ઞાની ભણે છે;
અદ્વૈત પદાર્થ કિંચિત્ જાણી; અહંબ્રહ્માસ્મિ ગણે છે.
તેવી મતિ અગાધ ન મારી, મુમુક્ષુપદ મન રહે છે;
અપૂર્ણ અપૂર્વ વાણી કથીને, તદપી કાંઇક કહે છે
યુધિષ્ઠિરે લોમશને પૂછ્યું, આ આશ્રમ છે કોનું;
જાજ્વલ્યમાન મહા ઝગી રહ્યું છે, દીપ્તમાન શું સોનું.
ઘણાં ભૂવન ભમતાં મુનિ જોયાં, આવું ક્યાંય ન દીઠું;
તેનું કારણ વદિયે મુનિવર, મન લાગે અતિ મીઠું.
શાંતવૃત્તિ થઇ પ્રવૃત્તિ ગઈ, મુનિ એકાએક શેણે;
આલ્હાદિત મન અપાર થયું છે, અમૃત સીંચ્યું નેણે.
આધિ વ્યાધિ ભવની ભાગી, ભૂમિમાં પગ મૂકે;
અર્જુન કવણ અને અમિ કવણ છું, મસ્તાનું મન ચૂકે.
સુખે જાવ સહુ યાત્રા કરવા, અમો વસું આ સ્થાને;
અજાતશત્રુની વૃત્તિ જોઈ, મુનિવર વદતા માને.
અષ્ટાવક્રતણું આશ્રમ આ, મહામનોહર મોટું;
સંસારાબ્ધિ તરવા જાણો, અભંગ આ છે કોટું.
અષ્ટાવક્રમુનિ કવણ કહાવ્યા, ઇતિહાસ કહો ભૂદેવ;
હસ્ત જોડી યુધિષ્ઠિર પૂછે, અહો અમારી સેવ.
શ્રોતાજન સાંભળજો ભાવે, લોમશઋષિ શું ભાખે;
અદ્વૈતકમળમકરંદ મોટો, દુર્બુદ્ધિ શું ચાખે.

### વલણ

દુર્બુદ્ધિ શું ચાખે મારી, વાણી કુંઠિત કપાટ રે;
બ્રહ્મજ્ઞાનીશો પૂર્ણ નહિ, માનું વસમી વાટ રે.

# અષ્ટવક્ર આખ્યાન.

## 2. The girl's riddle.

### કડવું

ઉપાધિ શૌરિને, કમળનયની અબ્ધિજથકી;
•ઉપાધિ બ્રહ્માને, સરલ સતી સાવિત્રીજ નકી.
ઉપાધિ મ્હાદેવા, થઈ ગિરીશજા દક્ષમખમાં;
ઉપાધિ સ્ત્રી તેવી, જગતીસુરને લાવી દખમાં.

ધર્મસુનુ સુણિયે મુનિ ગાથા, શ્રદ્ધા રાખી મુનિવર સંસાર;
અનસુયા શી પત્નીથી પ્રકટયાં, એક પુત્ર પુત્રી નિરધાર.
શત સુનુની ચિંતા નવ કશી, એક પુત્રી દુઃખનો અંબાર;
પ્રિય પિતાને મનથી અતિશે, તેને પ્રિય હોશે ભરતાર.
પરાયું ધન મુખથી ઉચ્ચારે; કરે અન્યકાજે સંભાળ;
પુષ્ટ કરે તન રોગ કાજ શું, મિથ્યા જગ્ત લહે સુરસાળ.
ગાંડી ઘેહલી વાતો એવી, સીધી સટ કરી દેતો કાળ:
દ્વાદશ વર્ષની વિદ્યાવિનોદિની, પાણી પેહલી બાંધવી પાળ.
નવયૌવન મુગ્ધાને જોઈ, મુનિપત્ની આવ્યાં મુનિ પાસ;
વરવાજોગ વિધુવદની થઇ, હવે પૂરો સ્વામી તેની આશ.
રાંધ્યું ધાન રાખી ન શકાયે, પુત્રી જોઈ મન થાય ઉદાસ;
વરવો વર મુનિ ખોળી કાઢો, તોડો મમ મનકેરો પાશ.
સાચો બ્રહ્મ જગત છે મિથ્યા, એ સિદ્ધાંત મુનિ કરતા સિદ્ધ;
દશ્યમાન મિથ્યા કયમ માનું, આગમ વાણી જગત પ્રસિદ્ધ.
તત્વતણા નિર્ણય પર આવ્યાં, લાવ્યાં પત્ની અષ્ટમો સિદ્ધ;
સુણી વાત મન ભ્રમિત થયું છે, મળી મુનિવરને નવનિધ.
સ્વામી એ સરખો શોધીશું, તમો નિરાંતે બેસો નાર;
વારૂ કહી મુનિપત્ની વળ્યાં, પછે ઋષીશ્વર કરે વિચાર.
દુહિતા જેવો ભર્તા જોવો, ચાર વેદ પારંગત પાર;
ચાર વેદ ખટ આગમ શીખી, મળશે તેવો ક્યાં ભરતાર ?
ચાર શિષ્ય જગતીમાં જોવા, મુનિવર કરતા ત્યાં તૈયાર;
વિદ્યાવિનોદિનીએ જાણ્યું કે, મળી પિતાને તે નિરધાર.
મુજ શ્લોકાર્થ કરે તે જો જો, એમ કહી લજાઇ બાળ;
મંદ હાસ્ય કરી મુનિવર બોલ્યા, લખી લાવ જયમ ચાત ન વાર.

સ્વસ્થાનક જઇ પુસ્તક જોતી, તાલપત્ર લિખિત અનંત;
વેદ વેદાંગ ઉપનિષદ્ જોતી, કાઢતી સત્વર તત્વ મહંત.
સૂત્ર ભાષ્ય ભણી છે બાળા, પામી તે ત્યાં ઝટપટ અંત;
સિદ્ધાંત એક શોધીને કાઢયો, જાણે જે હોય પ્રજ્ઞાવંત.
શ્લોક રચી લખી તાલપત્ર પર, ગઇ પિતા પાસે ગુણવાન;
છાત્ર પાસ તે પર્ણ પઠાવ્યું, માતાને જઇ મળી નાદાન.
સંમતિથી ત્યાં નિશ્ચે કીધું, શ્લોકાર્થે દઉં તનનું દાન;
મુનિવર વાંચે શ્લોક લખ્યો જે, શુણે મળિયા શિષ્ય મહાન.

वसंततिलका.

बे नेत्र एक रूपथी मली मात माळे
बे पांख एक थईने नभ पार चाले।
बेथी बने नव बने वदिये मराळो
छे दुग्ध नीर निरखो मति हंस म्हालो ॥

3. The riddle answered.

છંદ.

प्रश्न—बे नेत्र एक रूपथी मली मात माळे
बे पांख एक थईने नभ पार चाले।
बेथी बने नव बने वदिये मराळो
छे दुग्ध नीर निरखो मति हंस मा'लो ॥

છંદ.

ઉત્તર-મળે નેત્ર બે જ્ઞાન ને કર્મ જ્યારે, થઇ એકરૂપે જુએ બ્રહ્મને;
ફળે જ્ઞાન ને કર્મ બે પાંખ ત્યારે, થઈ પક્ષી ઊડે ધુએ ધર્મને.
વળે નાજ એકે મરાળો વદે છે, દધિ દુગ્ધ હંસો ન લેહ કર્મને;
બળે ઇંદિરાનો પતિ ઇંદિરાથી, કહે વેગળો ના લહે શર્મને.

4. The sage becomes a lover.

કડવું.

નિંદે નારી નકામી, નર સુર સુરીઓ, સમ મુનીશ મોટા;
વંદે પાછા વિવાદે, વર વરી વનિતા, એ વિના સર્વ ખોટા;

માયા દેવી વરાંગી, વિતનુ તનુ વચ્ચે, ના મળે ભૂમિ જોટા;
કાયા માયા કમાયા, ધરમધર તદા, વાળતા એમ ગોટા.

## કડવું.

પરણ્યા સુધી કોઈક નિંદે, નિંદતા કો તે પછી;
દરશન થતામાં સરવ વંદે, નિગમ આગમમાં પચી.
ઘરધણી એ તો જગધણી છે, ગૃહિણીપતિ ત્રૈલોક્યનો;
ગૃહનિવાસી સૌ આશ્રમોથકી, છે અધિક આ લોકનો.
છે એજ બીજું છે નહિ કંઇ, સાર સિદ્ધાંતે કહ્યો;
ગૃહસાર નારજ નાર વિણુ નહિ, નારથી આ જગ રહ્યો;
નિત જાપ એવો માપમાં ધરી, વેદ રાત્રી દી રટે;
એ વિધિ પ્રચલિત ઠામ ઠામે, માહાત્મ્ય એનું ના ઘટે.
મુનિ શિષ્ય અળગો કેમ રહે, રતિ નાથ કપરો કુણ બચે;
રે કામ બાળ્યો શંકરે, પણ કામ માંહી તે પચે;
હરી ને કમળભૂ હારિયા, ત્યાં કહોડ તે વળી શું કરે;
કરમ ભૂલી ધરમ ભૂલી, કામસેવા આચરે.
ગુરુ ક્યાં રહ્યા ગુરુ ક્યાં ગયા, સૌ વાત ભૂલ્યો ચિત્તથી;
ધન ધાન્ય આદિક મોહકારી, કામ વધતો વિત્તથી;
જીત્યો કહે કો કામને તે, કામનો નહિ કામનો;
જીત્યો કહે કો કામને તે, સ્યામ શો ન બદામનો.
જીત્યો કહે કો કામને તે, આમ માનું છું અમો;
તૃષ્ણા ન ઉપજે ત્યાં લગી, દઢ ખરેખર માનો તમો;
ઇતિહાસ ને પુરાણ જોજો, પાન પાના ફેરવી;
કામે જીત્યું છે જગત બધું, પણ કોઇ શક્યું ન ખેરવી.
ભૂલ્યા ઘણા ડૂલ્યા ઘણા, ત્યાં કર્મકાંડી શું કરે;
રામાતણો ઈક જાપ મુખે, રાત દહાડો તે ઉચ્ચરે;
નથી દીસતી ગૌરી ગઈ ક્યાં, એમ પળ વિપળે વદે;
વિદ્યાવિનોદિની વિનય સાથે, ભેટતી આવી હદે.
બે માસ ને દિન ચાર એ વિધ, ગયા રંગ વિલાસમાં;
સંભારી આપ્યું શાણિયે ત્યાં, સહજ ગુરુઘર હાસમાં;
તમે ના ગયા ને હું વિસર્યા, કામકેલી રંગમાં પડી;
હવા સ્નાન કરી વેહેલા પધારો, વાર ના કરશો વડી.

વારૂ કહી વનિતા તજી કરી, ગુરુ પાસે આવિયો;
સાષ્ટાંગ નમિયો નાથને તે, સાથને મન ભાવિયો;
ઓળખ્યો નહિ ગુરુ દેવતાએ, બ્રહ્મચર્ય ભંગો તે થયો;
કંઇ સમય વીત્યે જાણીયું ગુરુ, હાથથી આ તો ગયો.
આશીર્વચનથી શીશ સુંઘી, પાટ પર બેસાડિયો;
ઉપદેશ કરવા લાગિયા, કામે તો બ્રહ્મ ભગાડિયો;
અતિ સેવના એની કરે કો, તેને જાણો નરપશુ;
મર્મમાં બીજું બહુ કહ્યું, કામી પ્રીછે શું અશું.
ઉપદેશ કરતાં વેદ હારે, કામી માને ના કશું;
વાસવ ધનદ વરુણાદિ હાર્યા, જીત્યો જડ આઠે વસુ;
ત્યાં તાપસતણું કોણુ માને, મૌન મુનિ બેશી રહ્યો;
ચાલ્યો સમય તે સાધી ત્યાં થકી, ઝટ જુવતી ભેગો થયો.
સનમાન સાથે સ્વામી તેડી, વરાંગી ગઇ દેહમાં;
જ્ઞાનભાનુ શો પ્રગટિયો, પછી કર્મકાંડી દેહમાં;
વનિતા કહે છે આશ મુજને, વનવિલાસ કર્યાતણી;
સ્વામી આશા પૂરિયે મુજ, દાસી દુઃખી મનથી ઘણી.
દિન એક સારો ટેક મારો, પૂરજો હે નાથ જી;
વિનંતિ એ છે પ્રાણપતિ મુજ, ફરે ઝાલી હાથ જી;
પ્રભુ આંખને કીકી અનેરી, જૂદી દીસે જો કદી;
છે એક નહિ મિનમેષ તેમાં, પુરુષ પ્રકૃતિ તો વદી.
છે સાથ કાયા અને છાયા, અનુપમ અભિધાનમાં;
તે વિધે જોકે બે જણાં પણ, એક રૂપાં તાનમાં;
અધકી ન આશા એજ મારે, કાઢવો દિન રાગમાં;
ત્રય વિઘ્ન છે એ વિષે સ્વામી, સ્નાન સંધ્યા જાગમાં.
પતિ એજ માગ્યું આપિયે મમ, આવી અતિ અનુરાગમાં;
બે હસ્ત જોડી ઉભી સ્યામા, શીશ મૂકયું પાગમાં;
શું કહોડ ભૂલ્યો કર્મ કરવાં, માનું નહિ હું તે કદા;
ઇક શીશ સાટે કર્મ છાંડયા, ચરણુ સેવીને સદા.
રે ભાર શા ગુરુ ચરણુ નિકટે, કામ હામ ધરી રહે:
પણુ કાળ જોવો દાવ સાધે, ગુરુ તેને શું કહે;
ડાવકો થઇને ઠીક કહે છે, એમ કરશું આપણે;
પ્રાયશ્ચિત કરી પવિત્ર થાશું, એક દિનમાં શું બને.

આનંદી અબળા અતિ ઘણી તે, રાત નિરગમી નેહમાં;
પ્રાતર થયે સ્ત્રી પુરુષ ચાલ્યાં, કામ પ્રકટયો દેહમાં;
ત્યાં વાયુ મંદગતિ કરે અતિ, દંદ બોલે મોરનાં;
સારસ સમાં બે સંચરે છે, કામદેવના જોરમાં.
વિખુટાં પડે નહિ વાતમાં તે, હારમાં વિહારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, સારમાં અસારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, પારમાં અપારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, ભારમાં નભારમાં.
રે વિખુટાંજ પાડે કાળ ભૂલવે, ધાર નિરાધારમાં;
વિતનુ વાધ્યો સ્વર અલાપે, ભામિની ભરથારમાં;
શો મધુર મંદ સુગંધિ શીતળ, વાયુ વાહે વાટમાં;
ખીલ્યાં કમળ જોઈ રહી જુવતી, ખરેખરા ઉચાટમાં.
ભરથારને કહે ભામિની, શું અવિદ્યા આવી અડી;
શું કમળદળ જુઓ જઈ જઈ, કંથ કૂડી આ ઘડી;
મમ કમળદળવત્ નયન નિરખી, કરો ચુંબન ભાવમાં;
ખીલ્યાં કમળશું વદન મારૂં, ન્યૂન નહિં કૈં હાવમાં.
એવે કરિવર મસ્ત આવ્યો, પાણીમાં પ્રૌઢો થયો;
કંઈ પદ્મ તોડયાં તે થકી, ઉચાટ ઉર અળગો ગયો;
અલિ પદ્મ આવી પાસ પડિયાં, એક લીધું હાથમાં;
ઝટ રવ સુણી ઉકાલિયું કે, ભ્રમર દીઠો સાથમાં.
સમરણ થયું ગુરુવચન કેરૂં, વિષયથી ખટપદ મરે;
ઘ્રાણેંદ્રિકેરો માત્ર ગ્રહે રસ, વિષયી એકે ન ઉગરે;
તો અરે–કેહતાં કામ જાગ્યો, ભણ્યો ભૂલ્યો ભાંતમાં;
કહે ભામિની ભરથાર મારા, વિચારો શું શાંતમાં.
આલિંગી અબળા એમ ભાખી, જ્ઞાનતુરી ધરડો હવો;
અટકણુ થયો બેસી ગયો ઝટ, કામતુરી તાતો થયો;
અસવાર તે ઉપર થઇ મુનિ, ચાલિયા તજી ચતુરાઇ રે;
શિલાતળે જઇ બેય બેઠાં, કરે કેલિ નવાઈ રે.
એવે સુજાતાં જુવતીએ, અલાપિયો કાનુડો;
હરિણીઓ આવે ગોપી પેંઠે, વેણુ વાયે કાનુડો;
મિટે મિટ મળી કાન ઉંચા, સુણે સારા રાગને;
ભય તજ્યો હરણે મરણુ કેરો, સુણે રૂડા રાગને.

એ વિધે સો પચાશ ભેળાં, થયાં સુણવા ગાન ત્યાં;
સરગમ સામે ગાય ગોરી, માંડ્યા સ્વરના માન ત્યાં;
જાળવે છે ગ્રામ બહુ વિધિ, મૂર્છના ને માપમાં;
રીઝે પતિ રતિ સાધવા જ્યમ, કળા પ્રકટે આપમાં.
છે શ્વાન મધ્યે સિંહ પણ, તે સિંહકેરી જાત છે;
મોહિત છે મુનિ તેમ તેવો, જુવે હરણ વિખ્યાત છે;
રે એક રવ સુણતાં મોહ આ શો, સો પચાસને વાધિયો;
છે શ્રવણ ઇંદ્રી ધિઃક તુજને, સમય સાધ્ય ન સાધિયો
એ રીતે જ્ઞાની થયા મુનિ, કામનીએ કટાક્ષ મારિયું;
મોહાસ્ત્ર વાગ્યું પંચશરનું, જ્ઞાન તેણે વિસારિયું;
ભૂલ્યા ઋષીશ્વર ભવન ભાસ્યું, જ્ઞાન દીપ ઓલાઈ ગયો;
રે આવ તું સખ લાવ તું સહુ, સાધ્ય તું એવો થયો.
આનંદ વાધ્યે કામ સાધ્યે, સાધુ સમરણ ચૂકિયો;
પશુ પેર મનસિજ મોડ માંડયે, વિવેક જે દૂર મૂકિયો;
સમિધ લેવા વન ગયા, વિદ્યારથી ગુરુ ઘર થકી;
ઝાંખા થયા વિધિ જોઈ વસમો, મળ્યા સુણી સુણીને વકી.
નાગો નગરપતિ થકી આધો, અધિક કામે અંધ છે;
જોનાર લજ્જા પામિયા પણ, કામાંધને ન પ્રતિબંધ છે;
સહુ હારી હારી ગયા ગુરુ ઘર, વાત કરતા વાટમાં;
વિદ્યાવિનોદિની તણી માએ, સુણી વાતો ઘાટમાં.
ઉચ્ચાટમાં આવી અતિશે, શાપ દે મુનિ કોઈ તો;
જો જાય ગૌતમી પાસ સ્વામી, કરૂં જઇ હું સોઈ તો;
સંતાન સારાપણું મૂકે, મા કુમાતા થાય ના;
શું કરૂં સ્વામી કદી ન માને, આ ઘડી તે જાય ના.
નિઃશ્વાસ નાખી નારી બેસે, યત્ન કરવા ઊઠતી;
બાનું બતાવી બોલી બાળા, શકે નાર વરૂઠતી;
કંકાસ થાશે એમ ધારી, મુનિ માને પત્નીનું કહ્યું;
ગૌતમી ઘેર ચતુર ચાલ્યા, દુઃખ શું તેનું ગયું ?

5. The unborn child advises the father.

**કવિ**–કર્મતણો પથ મોટો સાંભળી, સ્યામા સદ્યજ ડરિયાં.
અમુઝણ અંગ ન માતી, તેને રાતી તાતી મહામતિ થાતી;
ઉત્તર કાંઈ ન સૂઝે, તેથી અકળામણે અમુઝાતી.

એવે ગર્ભમાં રહેલો બાળક બોલ્યોં, પિતાજી કહો છો આ શું;
ખોટી ખોટી વાતો વદિયા, તે શું અમો સાંખીશું ?
જયતણા આનંદની મધ્યે, વાણી સુણી નહિ કહોડ મુનિએ;
ક્રીધો કર્મપથ નિશ્ચે કહે તો, રામા વળી તમે સુણીએ.
એવે થાતો બીજે નાદ મનોહર, મહાગંભિર ને મોટો;
ફુલાઓ શું ફેલે ફોકટ, નિશ્ચય એ પરપોટો.
કર્મજડાંડી તમે કહો છો શું અદ્વૈત, તમે કરો કરમથકી ફૂંડું ?
બ્રહ્માત્માને સત્ય ભણીને, માનો બીજું સર્વ ભૂંડું
કહોડ કહે જો જો તું હારી, મારી વાતો મનાય છે શાસ્ત્રે;
અદ્વૈત પદારથ છે કુશકા જેવું, વર્ણ્યું નિગમ માત્રે.
એમ હરખની મૂર્છા માંહિ, પડિયો મહામુનિ મોટો;
શ્રવણે કાંઇ ન સુણે તે ત્યાં, આડંબર કરે ખોટો.
ત્રીજી વારે ત્યારે બાળક બોલ્યો, સુગર્ભમાંથી બની ક્રોધી;
નિંદા કરવી મૂકો પિતાજી, સાચી વાત તમે નથી શોધી.
એવો શબ્દ સુણીને ચો દિશે, જોતો કહોડ કહે આ શું;
અગ્નિહોત્રથી રીઝી બોલ્યા, અગ્નિનું ધન્ય પાસું.
હોમની શાળા જોઇ ત્યારે, નહિ કોઇ જણાયું ત્યારે;
આકાશની વાણી એ નિશ્ચે, શુભ જય મારો ભણે ત્યારે.
સૌ કર્મો પ્રકટી આવીને, કેહતાં ભલો ભલો જીત્યો;
આહાહા ! શું હું મોટો, જો વાહલી કેવી પ્રાપ્ત નીતિયો.
ક્રોધેલી છે તદપી તારૂણી, ત્યાં મંદ હસે મુખથી;
સ્વામી શોધો કોથું હસતાં, ઉદર દુઃખે સુખથી.
ક્રોધ તમોને ચઢશે હાસ્ય કરેથી, વદી અવિનયથી બાલા;
ગર્ભ કહે શો ક્રોધજ માહાત્મા, મોટા નથી નિહાળ્યા.
ક્રોધ કરે નહિ તે જન મહાત્મા, વાદવિવાદે કે હારે;
વાદ કરો પિતા મમ સાથે, ઉદરે વશી રહ્યો જ્યારે.
ત્યારે મોટા માનું તમને, પાગે લાગું કરમતણાવાદી;
નહિ તો હું દેખાડું મુનિવર, ઉદ્દાલક ગુરુ પ્રસાદી.
જોઇ જુવતી હસતી, કસતી, વસ્ત્રો ધર્યા સર્યા અંગેજી;
ઉદ્દાલક ગુરુ નામે, વામે, વેહમો પડયા અડયા પંગેજી.
સુજાતા કેહ ભરતા વરતો, જોજો સુગર્ભને ધારીજી;
ઉદરે વસતાં વાતો, આ તો, આવી કરે ઘણી ન્યારીજી.

ઓધે જાશે એ તો, ચેતો, ચિત્તે ચતુર ગુણાળાજી;
પોળે જાતાં અટકે, ખટકે, ખાંતે ખરેખરૂં વાહલાજી.
કર્મ કહો છો મોટું, ખોટું કેહ છે, જવાબ સ્વામિ દીજેજી;
ઉત્તર આપી સારો, વારો, વાહલા તનુજ જયમ રીજેજી.
શાપતણા તો ભયથી, નયથી, નારી ન બોલી મનમાં જે જી;
છાની રેહતી છાયા, જાયા, અંગુલિ ધરે અધરમાં તે જી.
જાણે ક્રોધ નિવાર્યો, ધાર્યો, ક્ષમા ગુણ કહોડ મુનિ માટેજી;
વામનથું મન મારી, ધારી, ધ્યાને વધા જઈ ખોટેજી.

છંદ.

**કહોડ**-વસે ગર્ભ માંહી, ગુરુ ક્યાંહિ ત્યાંહી?
ગુરુ તો અમારો, તમારો ન ક્યાંહી;
વદે સત્ય ના તું, તજાતું ન નાતું;
ખરેખાત મોટું, ન ખોટું ભજાતું.

**ગર્ભ**-પિતા વિચાર કિજિયે, શરીર ગર્ભ આશયે;
અજાણ અંગ જાણ જીવ, શિવ શાત આશ એ;
વિશુદ્ધ તત્વ સત્વ આતમા, તમો પ્રમાણ જો;
ન અંધકાર તેહને, અશુદ્ધ કે પ્રમાન જો.
ગુરુ ન આપના પિતા, સુજ્ઞાનવાન તેતણા;
કુકર્મ સિદ્ધ સાધ્ય છો, ગુરુ વિષે નહીં મણા;
હું ગર્ભમાં સુજ્ઞાનવાન, બોધ શોધથી ગ્રહ્યો;
વદું ખરૂં ખચીત બોલ, વ્યર્થ એક ના કહ્યો.
કુકર્મ પાશથી તમો, અસત્ય સત્ય માનતા;
અસત્ય વિશ્વ છે તથાપિ, સત્ય સારૂં જાણતા;
ગિરા ન ગર્ભની ભજે, વિવેક ક્યાંથી આણતા;
ન આપને વધૂ કહું, રખે અજાણ જાણતા.

કહોડ-મતિમૂઢ જો જાણ છું એમ ધારે;
ગતિગૂઢ કેહ માતને પછું ત્યારે;
અતિ રૂઢ અદ્વૈત મધ્યે વિરાજે;
રતિ મૂઢ રાગી થતાં શે ન લાજે.

**ગર્ભ**—ન લાજિયે ન સાજિયે, કુકર્મ કર્દમે કદા;
ઉદ્દાલકે દિશા જણાવી, વાસ ત્યાં વસું સદા;
તનુજ તાત માત પક્ષ, દક્ષવાન દાખશે;
અસત્યને ન સત્ય તુંક, તાત તર્ત ભાખશે.

તત્ત્વમસિ તાત કહો, બ્રહ્મથી અભિન્ન જે;
જીવ શિવ સાથ કહો, દાખતું ન લીન તે;
સત્ય કહું આજ અમો, સિદ્ધ સાધી દાવ એ;
કર્મ કૂડ આપ લહો, સત્ય સત્ય રહાવ જે.

મનોબ્રહ્મેત્યુપાસીત, ક્ષણે ક્ષણે વિચારશો;
ન તત્પદે, ન ત્વમ્પદે, ન અસિપદે નિવારશો;
સુઅર્થ જોઈ શબ્દ સાધી, વ્યાધિને વિડારશો;
ન વેદ વાકયથી અભિન્ન, જીવ શિવ ધારશો.

**કહોડ**—સુજાતા જનેતા, તણા ગર્ભ માંહી;
વશી જે રહ્યો તો, વદે સત્ય આંહી;
જનેતા તહારી, કહે મુક્તિ કર્મે;
ન જાણે વદે છે, કહે સત્ય ધર્મે.

અમો એમ ભાખું, સુકર્મે સુમુક્તિ;
વદે વેદ શ્રુતિ જણાવું શું જુક્તિ;
કહો દોષ તેમાં શિયા મુનિ મોટા;
નહીં તો અમે ધારીશું બેય ખોટા

**ગર્ભ**—પિતાજી આપ પક્ષ એક, માંહિ હારિયા ખરા;
વિવેક ધારી મારી વાત, સુણજો થઇ પરા;
સુ આગમે સુ નિગમે, સુજાણુ છો તમે ભલા;
નિવારૂં સંશયોથકી, ભલું થયું અમે મળ્યા.

કરૂં હું મુક્તિ કેરી વાત, જ્ઞાન ધ્યાનમાં ધરો;
ઉપાસના રૂપે ક્રિયાથી, મુક્તિને પરી કરો;
સુસ્વર્ગ આદિ નાશવંત, જે ઉપાસના કરે;
અનિત્ય મુક્તિ માનતા, પછે કહો શું કો કરે?

દૂષિત કર્મ સાથ એમ, યોગ મુક્તિનો નકી;
વિજ્ઞાન સાથ જોડીને, જણાવિએ અમો વકી;
કુદોપ તો અનિત્યને, અણુરણુ ન લાગતો;
સદા વસે સ્વરૂપમાં, અખંડ રંગ રાગ તો.

**કહોડ**—કહોડ કેહ અલ્યા શું આજ, શીખવે મુને ભલું;
વિજ્ઞાનવાન જાણિયો, હતું છતું થયું કળ્યું;
શું જ્ઞાન માનસી ક્રિયા, ન વેદ ભેદથી કહે;
ઉપાસના ક્રિયા નહીં, શું નિગમો મિથ્યા વહે?

**ગર્ભ**—સુગર્ભ કેહ કરૂં છું શાંત, સંશયો અડયા મને;
વિજ્ઞાન એક જાતની, ક્રિયા પિતા ન કો ગણે;
તથાપિ તે ઉપાસનાથી, અંતરે ઘણે વસે;
ઉપાસના પુરુષને, અધીન છે નવે રસે.

ન સાધવા સસાધવા, ન બાધવા સબાધવા;
ન લાધવા સલાધવા, ન વાધવા સવાધવા;
કરી શકાય વાંકી રીતથી, ક્રિયા સમસ્ત તો;
ઉપાસના અધીન તેથી, શક્ય સત્ય વસ્ત તો.

વિજ્ઞાન આત્મઆધીને, વસીય રહેતું સર્વદા;
અભિન્ન ભિન્નમાં અશક્ય, નિગમે કહ્યું સદા;
વિજ્ઞાન રૂપ હું કહું, પિતાજી સુણિયે સહુ;
કુસંશયો ગયા જીત્યા, પિતાજી જ્ઞાની તવ લહું.

સમે સમો કરી હું સિદ્ધ, સત્ય સત્ય દાખવું;
અભંગ રંગ સંગ એક, બ્રહ્મ શુદ્ધ ભાખવું;
કુકર્મકર્દમે ન આપ, રે પિતાશ્રી ડૂબશો;
સુધા સમી જણાવું જુક્તિ, વિષયમાં ન લુભશો.

યથાર્થ આત્મને લહે, સ્વરૂપ એજ જ્ઞાનનું;
ઉપાસના નહિ તશી, પ્રમાણ બુદ્ધિમાનનું;
અથર્વવેદમાં વધું, ઉપાસનાનું રૂપ આ;
બની શકેજ ભાવના, કુરંગ રૂપ ભૂપ આ.

હિમાદ્રિમાં અણુરણુની, ભાવના ભલી બને:
પિપીલિકા વિષે ગજોની, ભાવના ઘણા ગણે;
પિતાજી એમ વ્યર્થ થાય, મુક્તિ યોગ કર્મથી:
પરાજયે પિતા રહ્યા, અધર્મ કર્મ શર્મથી.

કરો તમે દિવાનિશા, વિષે ઘણાં કુકર્મ જે;
સુમંત્રને કુથાન યોજી, જાળવો ન ધર્મ જે;
ન શાંત અધ્યનેથી બાપ, આપ દેહ તાપમાં:
હવે પરો થયો ગયો, લહોજ બ્રહ્મ માપમાં.

કહોડ—અધિક ધિક્ક ધિક્ક પુત્ર, શાપ દેઉં આ સમે;
વિમૂઢ થા તું પંચ વર્ષ, હર્ષ પામું તો અમે;
અપાપ દેહ માહરો, તથાપિ પાપ તું ભણે;
વદું હું અષ્ટ અંગ આજ, વક્ર તાહરાં બને.

6. A philosophic disputation.

છંદ.

જનક—અષ્ટવક્ર કહો તમે પૂછું અમે, પ્રત્યેક પ્રશ્નો રૂડા રે;
છે સંખ્યા ત્રીશ ત્રીશ બાર મહિને, જાઓ ન કાંઇ ઉંડા રે;
તે સંવત્સર સૌર કેહ જન સહુ, ચાંદ્રે કશો ભેદ છે રે;
પુર્ણિમા દશ બે અમાસ પણ છે, બારે કહી વેદ છે રે.
કેહ સંવત્સર સાવનેજ ત્રણસેં, સાઠે દિનનો થાય છેજી;
એવાં એ ત્રણ વર્ષ વળી ગણવાં, કાળાદિએ જાય છેજી;
જાણો તો રૂપ એહેનું મુખ કહો, ભૂદેવ જો આપ છોજી;
બંદીથી વદશો ખરા કહું અમે, કોહ આપ અમાપ છોજી.
અષ્ટવક્ર—પુર્ણિમા દિન બાર જે વળી ગણે, તેવી અમાવાસિયા રે;
એ ચોવીશ વિષે ગણે ઋતુ છને, નાભીરૂપે છે ઇહાં રે;
બારે માસ રૂપે ગણો મતિવરા, ભાગો ભલા આ સમે રે;
આરા છે ત્રણસોજ સાઠ દિનના, રોજે ભમે ના શમે રે.
એવું જે શિશુમાર ચક્ર નૃપ છે, રક્ષો તમોને સદા રે;
એવો આશિરવાદ વળી વદતો, રાજા પૂછે શું તદા રે;
પૂછો તે સહુ આજ ભાખું ભવશો, હારો તમે સર્વદા રે;
શે ના બંદી બતાવતા મતિવરા, જીતે ન તે તો કદા રે.

**જનક**—ઘોડી પેઠ ગતિ કરે સુરરથે, શ્યેન સમું શું પડે છે?
એવા ગર્ભ ધરે મુનિ કવણુ કોહ, તો બંદી આજે જડે છે!
તે ગર્ભો પ્રસવે વદો કયી રીતે, બોલ્યે અર્થ નવ ડોલ્યે સરે રે;
જો ગુંચાવ જરાતરા તો જળ વિષે, નાખે ન, બંદી ડરે રે.
**અષ્ટવક્ર**-છે બેને વીજળી તથા ગરજના કેરા સુગર્ભો ભલા રે;
વાયુ સારથિ રૂપ મેઘ ધરતો, વર્ષા પ્રસતે કળ્યા રે;
કે છે દુઃખ તથા કુમૃત્યુ નૃપતિ, વાયુરૂપી સારથી રે;
ધારે છે મન તેહ ગર્ભ વસમા, જાતે થઇને રથી રે.
જેઓ થાય પ્રસૂતને મન રૂપે, જાણો વિદેહી તમે રે;
તેઓ પ્રાપ્ત ન થાવ રાય તમને, કે શત્રુ ઘેરે ક્ષમે રે;
એવાં રૂપ ભણ્યાં અમે દ્વય ભલાં, બાકી ન રાખી જરી રે;
પૂછો પ્રશ્ન વળી ગમે મન વિષે, શંકા કરીને પરિ રે.
**જનક**—કોહ નિદ્રા વિચ કોણુ નેત્ર ન મીચે? જન્મે ન હાલે વદો રે?
કોને છે ન હૃદે ભણો મતિવરા, જાણું મનીષે મદો રે;
વેગે કો વધતું વદો મુનિ મહા, ના અન્ય તેવું વધે રે;
પ્રશ્નો ચારતણાજ ઉત્તર ઘણા, આપ્યે ન કાર્યો સધે રે.
**અષ્ટવક્ર**-મત્સ્યો ઉંઘ વિષે ન નેત્ર મિચતાં, પક્ષી ઇંડાં જન્મતાં રે;
હાલે ના સ્થિર તે રહે નૃપમણિ, ભાળો તમે જન્મતાં રે;
પ્હાણાને ન હૃદે વિદેહી નૃપતિ, વેગે નદી જો વધે છે:
એ છે ઉત્તર પ્રશ્નના વળી વદો, વાણી તમારી ઘટે છે.
**જનક**—ભાખ્યો ભૂપ નહીં તમે નરમણી, દેવેશ કે દેવ છોજી;
મોટા વૃદ્ધ તમે અમે મન ગણું, સાચા ગુરૂ સેવ છોજી;
વાણીમાં નવ ભારતી હરવવા, ધારે તમોને કદાજી;
આ બંદી મતિમાન મહાન બની રેહ, જીતો જઇ સર્વદાજી.
**અષ્ટવક્ર**-એજ બંદીએ કહોડને જળવિષે, નાખ્યા ન રાખ્યા જરાએ;
તેં દંડી થઈ કોઇને મૂઢમતિ, રાખ્યા ન દાખ્યા ધરાએ;
તેં ફંદીપણું ફોગટે ફરી કર્યું, દાખ્યા ન પાખ્યા પરાએ;
તેં મંદી કરી માન્ય બુદ્ધિ અધુના, પાખ્યા ન ચાખ્યા ઝરાએ.
હું તુ ગર્વ ભર્યો પરાજય કર્યો, કેહ વારિ નાખું અલ્યા રે;
ના બોલીશ કશું દ્વિપદપશુ, ના હું સમા કો મળ્યા રે;
સૂકાએ સરિતા જશી પ્રલયમાં, વન્હિ વધ્યાથી ભલી રે;
તેવો શુષ્ક બને મને તને ધને, આજે અમોને મળી રે.

સૂતેલો હરિ શો વિષે મુખ ભર્યો, જીવ્હા હલાવ્યા કરે રે;
તેવો ચક્ષુશ્રવા પગે હણી હવે, આ દેહ શેણે ધરે રે;
માર્યો બાપ અલ્યા શિરે પગ દઈ, નાખ્યો જળે તેં ખરે રે;
નિશ્ચે આજ ડસું ખસું નહિ જરી, તારાથી વકી ડરે રે.
બંદી સાંભળ વેણ દેણ દુખનું, ગિરિ હણ્યો હાથથી રે;
જો કે છે તું બલિષ્ટ ઇષ્ટ નૃપનો, તોયે ન રેહ સાથથી રે;
ભાંગે કૃત્ય કૂડું કર્યે કર નખો, શો પર્વતે છેદ છે રે;
જાણો કૃત્ય તમારૂં એવું અવળું, મારૂં હવે મેદ છે રે.
આ મૈનાક વિદેહી, ભૂપ નગ સૌ, કો સાથી તેવા ભણે રે;
વત્સોની બલિવર્દમાં ગણતરી, કોહ કોણ ડાહ્યો ગણે રે;
હે યુધિષ્ઠિર ! એમ ક્રોધી થઇને, રાજા ભણી જોઈને રે;
અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરી, બંદીતણી સોઇને રે.
છે મોટો સુરમાં પુરંદર જશો, ગંગા નદીમાં જશી રે;
તેવા શ્રેષ્ઠ તમો સદા નૃપ વિષે, રોહ એકરૂપે વશી રે;
આજ્ઞા દ્યો હીણ બંદીને મુજથકી, વાદે વદે આજથી રે;
હારે હું જળમાં ડૂબું. જીતું જદા, બંદી ગ્રહૂં રાજથી રે.
બોલ્યો બંદીની સાથ વકી વળી ત્યાં, શેણે રહે શાંત તું રે;
તું બોલે વદનેથી ઉત્તર દઉં, આજે વિના ભ્રાંત હું રે;
હું બોલું વદ તુંય ઉત્તર અલ્યા, મૌને ન કાર્ય સરે રે;
આ વન્હિ ઝગતો ગ્રહે અસુ નકી, છૂટે ન શે તું ડરે રે ?

**બંદી**–આ બંદી ડરતો ન કોઇ દ્વિજથી, શ્વાનો સમું ના ભસે જી;
પૂછું હું કર તુંજ ઉત્તર અલ્યા, જો જ્ઞાન હૈયે વસેજી;
કંપે છે અતિ શ્વેતકેતુ સુણતાં, વકી વદે બોલી દેજી;

**અષ્ટવક્ર**–આ વન્હિ વિચ તું ગયો હીણમતિ, વાંકો સીધો ડોલી લેજી.

**બંદી**–બંદી કેહ મતિમાન ઉત્તર કરો, આ પ્રશ્ન મારાતણાજી;
તો હું જાણું તમે ખરા દ્વિજમણી, બોલ્યા વિષે ના મણાજી;
બીજાને પરકાશ અગ્નિ ભગ દે, ઉજારી પોતે બને છે;
તેવો બુદ્ધિ પ્રકાશ ઇંદ્રિય કરે, જાતે પ્રકાશી ગણે છે.
તે બુદ્ધિ વળી જેમ ઇંદ્ર હણતો, શત્રુ સહૂ આપનાજી;
તેવાં તત્વ હણે મતિ નવ ગણે, બીજે વધ્યાં માપનાંજી;
પાળે છે યમ જેમ પિતૃ નિમથી, બુદ્ધિ તશી પાળતીજી;
પોષીને વિષયો થકી શરીરને, નિત્યેજ સંભાળતીજી.

જે એવું વિષયી શરીર સુખી છે, તે તો અતિના વતીજી;
ઇંદ્રીને નિયમે ગ્રહે મતિ મહા, છે બુદ્ધિની શી ગતિજી;
મારે જાગ્રત સ્વપ્નમાં મતિ રહી, તત્વોરૂપે તો વશીજી;
સ્વપ્નામાં અતિ રૂપથી લહું અમે, તત્વો અનેકે કશીજી.
**અષ્ટાવક્ર**-અષ્ટાવક્ર કહે પુરંદર તથા, છે અગ્નિ મિત્રો ભલા રે;
સાથે નારદ મુનિ પર્વત મુનિ, કેવા ફરે ના કળ્યા રે!
અશ્વિનિતનુ જેમ બે મળી ફરે, તેવા કહું બે જણા રે;
ચિદાભાસ સહિત બુદ્ધિ જીવ જે, સાથે ફરે છે ઘણા રે.
એ બુદ્ધિરૂપી જીવ અંતરમણિ, આત્મા ઘણા મિત્ર છે રે;
આત્મા તેહ સ્વતંત્ર બંદીજન છે, હાવાં શું વિચિત્ર છે રે;
બુદ્ધિ તો પરતંત્ર છે પણ વદું, તેની ગતિ મહા ગતિ રે;
બે ચક્રે રથ કામિની નર વિના, ચાલે નહીં રે રતિ રે.
બ્રહ્માના નિયમો થકી ઇમ બને, સંસાર સિદ્ધિ સદા રે;
તેને તત્વ ગણો કયી રીતિ થકી, જૂઠું ન જલ્પો કદા રે;
બુદ્ધિ કેવળ તત્વ કેહ નવ નભે, મારે મતે તો જરા રે;
બોલો અન્ય હવે હું ઉત્તર કરૂં, દેહ થકી થાશો પરા રે.
**બંદી**-બંદી કેહ જીવ દેવ પિતૃ મનુષ્યે, જન્મે સુકર્મોવતીજી;
પાપે વૃક્ષ પશુ પતંગ રૂપ લે, નર્કે પડે મ્હામતિજી!
માટે વેદત્રયી કહે કરમનું, મોટાપણું સર્વથીજી;
સંન્યાસી વિણ આશ્રમો ત્રણ ભણું, કર્મે ગતિ ગર્વથીજી.
બ્રહ્મ ક્ષત્રિય વૈસ્ય વર્ણ ત્રણ એ, ત્રિ કર્મ સાધે મળીજી;
એવાં ત્રિ સવનોરૂપી કરમથી, અંગે બને મ્હાબળીજી;
જાયે જીવ સુસ્વર્ગ નર્ક વિચ રેહ, પૃથ્વી પડે કર્મથીજી;
તેથી તત્વ મહાન કર્મ ગણિયે. માનો તમે ધર્મથીજી.
થાયે જાગ્રત સ્વપ્ન સુષુપતિની, કર્મોથકી પ્રાપતિજી;
અંગીકાર કરો તમે જીવ મુનિ, છે તેની કર્મે ગતિજી;
માનો આપ તદા અમો પણ કહું, કર્મો રૂડાં સર્વથીજી;
તે ગંગા યમુનાથકી અધિક છે, બીજાં મહાપર્વથીજી.
**અષ્ટવક્ર**-અષ્ટાવક્ર કહે જુઓ અસત છે, બોલ્યું તમારૂં નકી રે;
બ્રહ્મજ્ઞાન મને ગણે મતિ મહા, સંન્યાસથી રેહ ટકી રે;
છે કુટિચક હંસ નિષ્ક્રિય ને, ચોથો વળી ભેદ આ રે;
નામોચ્ચાર મુનિ કહે બહૂદકો, ભાખે ન શું વેદ આ રે.

સંન્યાસાશ્રમ વર્ણ ચાર ધરતી, જ્ઞાની ગ્રહે સર્વદા રે;
ગુમાની ત્રણ જાગ્રતાદિ સ્થિતિમાં, વાસો વસે છે સદા રે.
નામે તૈજસ વિશ્વ પ્રાજ્ઞ મુનિ કહે, તેથી કશું ભિન્ન શું રે;
અંતર્યામી વિરાટ સૂત્ર વદવું, તુર્યા ત્રયી છીન શું રે ?
સાક્ષાત્કાર કરાવતી ત્રણ નહીં, સ્થિતિ ધરો ચારથી રે;
એને જે બતલાવતા મુનિ મહા, ભાખું અમે સારથી રે;
માત્રા અર્ધ અકાર ને અવચયે, જ્ઞાની ગ્રહે મુકતી રે;
છે ઉકાર મકાર ને પ્રણવથી, બીજી વળી જુકતી રે.
પશ્યંતી પછી મધ્યમા વર પરા, છેલ્લી ગણો વૈખરી રે;
વાણીના વર ભેદ બંદીજન કહે, ચચ્ચારમાં વિસ્તરી રે;
કેહવાયે નવ કર્મ તત્વ જરિયે, ભાખો વિચારી કરી રે;
તત્વજ્ઞાન ભણો મળો મુજ મતે, તો દુઃખ જાઓ તરી રે.

**બંદી**—બંદી કહે તવ ગાર્હપત્ય અગની, બીજા વળી ચાર જે છે;
દક્ષિણાગ્નિ અને સુસભ્ય અગની, ભાખો ન નિર્ધાર એ છે;
છે ચોથો વર આવસથ્ય અગની, શાસ્ત્રો વિષે સાખ છે રે;
હાવાં પંચમ નામ આહવનીયે, તાર્યા તર્યા લાખ છે રે.
વર્ણી આદજ પાદ પંચ મળી રહે, છંદો ભણો પંક્તિ તેજી;
વાણી વેદતણી ન સંશય જરી, ભાખ્યા અમો ભક્તિએજી;
અગ્નિહોત્ર પશુ અને વળી બીજાં, સોમાદિ નામો કહુંજી;
ચાતુર્માસ્ય સુદર્શ પૂર્ણ મહિના, શ્રોતે સુખી હું રહુંજી.
જ્ઞાનેંદ્રિય ભણેજ પાંચ મુનિઓ, કહે વિષયો પાંચ છેજી;
મહાભૂતોથકી દેહમાં વસી રહી, શી શી વદું આંચ છેજી;
જ્ઞાન ભ્રાંતિ વિકલ્પ ઉંઘ ચતુરે, પાંચે સ્મૃતિ છે ખરીજી;
શિખાઓ અભિધાન છે નિગમમાં, સંશે ન રાખો જરીજી.
શાસ્ત્રોમાં વળી જ્ઞાન ઇંદ્રિય કહી, પાંચે પુરી પાખીનેજી;
એ વિષે સમુદાયને શ્રુત કહ્યો, શુદ્ધિ ભણી ભાખીનેજી;
નિદ્રામાંહી સમાધિ અંતરગણી, ભાવે ભળી રહે કહુંજી;
તેથી તુરીય તત્વ હું નવ ગણું, પંચેંદ્રિ તત્વે લહુંજી.
અષ્ટાવક્ર ભણે છથી સહુ બને, પાંચે ન થાયે જરી રે;
અગ્નિહોત્ર ગ્રહો તદા સુરભિ ઘો, સંખ્યા છ પૂરી કરી રે;
વેદે એમ કહ્યું ન સંશય જરા, રાખીશ તું તો કદા રે;
જો સંવત્સર કાળચક્ર ગણીને, સંખ્યા ઋતુની સદા રે.

થાશે તે પણ જાણજે નકી છની, નક્ષત્ર હાવાં કહું રે;
છે સંખ્યા કૃતિકાતણી ષટ્ સહી, સાધરક યજ્ઞો સહુ રે;
વેદોમાં વદિયાં છ જાણ જરૂરે, જ્ઞાનેંદ્રિ પાંચે ગણે રે;
તો જાયે મન ક્યાંહી બંદીજન કેહ, તત્વો તપાસ્યાં ભણે રે.
જ્ઞાનેંદ્રિય ન પાંચ તત્વ બનતાં, તારે મને તો જરા રે;
થાયે છે ષટ્ તેહુ તો મન મળ્યે, ખોટા ન થાશો ખરા રે;
અંતર્ભાવ ભણે સમાધિ ઉંઘમાં, તે ખોટું છે સર્વદા રે;
નિદ્રામાં નવ સુખને અનુભવે, કે દુઃખને કહો કદા રે.
ગાજે મેઘ અપાર શૂન્ય શિખરે, યોગી સમાધિ ધરે રે;
આત્મા વિદ્યુત રૂપથી ઝળકીને, આ હું મુખે ઉચ્ચરે રે;
થાયે દર્શન બ્રહ્મનું મન ગમ્યું, સાચી સમાધિથકી રે;
અંતર્ભાવ સમાધિનો નવ તદા, ખોટું ન રહેશે ટકી રે.
માટે છે અભિમાની તુરીયતણો, નક્કી સમાધિ વિષે રે;
સુષુપ્તિ સ્થિતિ માંહી ઇંદ્રિય તથા, બીજું કશું ના દિસે રે;
તે તો છે મન જાણ તું લય બને, એ બે અમારે મતે રે;
માટે જ્ઞાન અભાવનો નકી જૂદો, ચૈતન્ય કર્તા છતે રે.

**બંદી**—બંદી કહે મન પાંચ ઇંદ્રિય મળ્યે, બુદ્ધિ ગણો સાતમીજી;
એ સાતેથકી જેહ તો નિપજતું, કહેતાં રહેશે ગમીજી;
સાતેથી વિષયો સુસમ ગણતા, યોગી મુની ધ્યાનીઓજી;
નામે ગ્રામ્ય વિષે ભણે સહુજનો, મોટા મહામાનીઓજી.
એ સાતે થકી શું વળી નિપજતું, તે આજ કહેવું પડેજી;
સાધે જો પરલોક સાત વિષયો, તો વન્ય નામે અડેજી;
થાયે છે વિષયોજ ચૌદ ગણતાં, એ રીતથી તો સદાજી;
આસક્તિ વિષયો વિષે પુરુષની, ગ્રામી પશુ તે તદાજી.
આસક્તિ વર વન્યમાં પુરુષની, તે વન્ય કેરો પશુજી;
એ સાતે મળી જીવને વિષયમાં, રોકે ન કેહવું કશુંજી;
એ આસક્તિથી જીવ આતમરૂપને, ભૂલે સદા સર્વદાજી;
માટે ઇંદ્રિય સાત તત્વ પુનિ કહો, જૂઠું ન જલ્પો કદાજી.
સાક્ષી ઇંદ્રિયનો તમે ભિન્ન કહી, આત્મા રૂપે ગાઓ છોજી;
ખોટું છે મુનિ તેહ તો કહું અમે, ભૂલી તમે જાઓ છોજી;
સાતે તારવડે વીણા રવ કરે, સુખી રહે સર્વથીજી;
આત્મા તેમ અનુભવે સુખ સહુ, ઇંદ્રિય સાતે વતીજી.

રે તેથી નવ ભિન્ન ઇંદ્રિય થકી, આત્મા અમે માનતાજી;
તેનાં કારણ છે ઘણા મુનિ મહા, સુણી ન ભાગી જતાજી;
ઇંદ્રિયો નવ જો કરે મુનિવરા, વ્યાપાર મોટા ઘણોજી;
તો કર્તાપણું કેમ ચેતનપણું, આવી વસે તે ભણોજી.

અષ્ટવક્ર—અષ્ટાવક્ર ભણે તદા શાણુતણા, સૂત્રે બને ગુણિયા રે;
સંખ્યા આઠતણી ગણો મુનિવરા, માપો ન શું સુણિયાં રે;
ધારે છે અતિશે પદારથ જશા, સાતે તસ્યાં ધારજો રે;
મેળો તે વિચ એક બંદીજન જે, નામે અહંકાર જો રે.
તો તે આઠ બને અનંત વિષયો, ધારે ભલી રીતથી રે;
આઠે ઇંદ્રિય રૂપ પાદથકી એ, ક્યાં ક્યાં ભમે પ્રીતથી રે;
દેશો સૌ વિષયો રૂપી લહી કરી, આત્મા કરે છે કશું રે;
મારે દ્વૈત રૂપી હરિ શરભ થૈ, નિશ્ચે મને એ વસ્યું રે.
આત્મા આઠ કુવાસના થકી સદા, બંધાઈ રેહ છે ખરો રે;
આત્મા ઇંદ્રિય બાંધતી ઇમ ભણે, શાસ્ત્રે પુરાણે ચડે રે;
આઠે ઇંદ્રિય અષ્ટકોણ થઇને, અજ્ઞાન સ્તંભે ચડે રે;
બંધાએ પુરુષો પશુ થઇ સદા, કે ખાડ મોટો પડે રે.
આત્મા તેથી ન ભિન્ન કોઈ કળતું, તોયે ભણું ભેદ આ રે;
સુષુપ્તિ સ્થિતિનોજ સાક્ષી શિવ છે, છોટો નહીં છેદ આ રે;
જૂદો ઇંદ્રિયથી તથા જીવથકી, આત્મા તમે તો ગણો રે;
જે છે જ્ઞાન ધણી સુચેતનમણિ, ઇંદ્રિ અપેક્ષા વનો રે;

બંદી—બોલ્યો બંદી પિતા પિતામહ તથા, નામે પ્રપિતા સદાજી;
પૂજો રોજ ઉશાંતત્વા ભણી તમે, મંત્રે થઇને મુદાજી;
એકેકા પિતૃને તમો યજનમાં, બોલાવતા મંત્રથીજી;
સાંમીધેયની નામ અગ્નિ કરવા, જાચો ત્રણે તંત્રથીજી.
તે મંત્રો નવ થાય આવૃતિ કર્યે, બીજું બતાવું તનેજી;
નામે જે બૃહતી સુછંદ ભણુતા, વર્ણો નવે તે બનેજી;
તેવી તો પ્રકૃતિ સદા ગુણથકી, પૂરે પૂરી છે ભરીજી;
સાત્વિકે વર રાજસે વળી વસે, જે તામસે તો ઠરીજી.
તે ન્યૂનાધિક કે સમાન પણથી, સૃષ્ટિ રચે છે સદાજી;
એ ગુણો ત્રણના સુભેદ નવ જે, સુણ્યા તમે સર્વદાજી;
અંકો જો ક્રમથી ઉગ્યા નવ મળી, સંખ્યા ન સેહેલે મળેજી;
થાયે અંક અનેક રૂપ ગણતાં, તેવી ન માયા કળેજી.

માટે કારણુ જગતનું પ્રકૃતિ છે, જે નિત્ય રૂપે મહાજી;
તેથી દ્વૈત ઠરે ખરૂં મુખ કહો, ખોટું ન ચાલે ત્યહાંજી;
શે અદ્વૈત રૂપી મહા શરભથી, બે સિંહ મોટા મરેજી;
નાના બાળક પંગુમાં સમજશી, ત્યાં ત્યાં મુખે ઉચ્ચરેજી.

અષ્ટવક્ર—અષ્ટાવક્ર કહે સ્ત્રીઓ ગરભને, માસો દશે ધારતી રે;
ધારે તેમ દશેય ઈંદ્રિય મળી, ભાખું ભલા ભારથી રે;
જીવાત્મા કરતી અસંગ દશ તે, ધારી અહંકારને રે;
સ્વાધીને કરી તે પછે વિષયના, સુખે ગ્રહે મારને રે
જીવાત્મા પણુ તોય એકજ રૂપે, વિભૂતિ ભેદે થકી રે;
કો માયા બળથી હજાર સ્વરૂપે, દશે ભણું હું વકી રે;
દશે વિશ્વરૂપે કહ્યું નિગમમાં, તારા સમા ભૂલતા રે;
જાણી બ્રહ્મ ન ઉપદેશ કરતા, તે નર્કમાં ઝૂલતા રે.
છે સંખ્યા અતિશે ન કાંઈ સમજે, જાણે ન કેહ કોઇને રે;
વિદ્વાનો વર જાણુતા કયી રીતે, દાખુંતશી સોઇને રે;
રૂપાની ભ્રમણા છીપે વશી રહી, દેવેશ કે દેવને રે;
છીપજ્ઞાન ન થાય જો જનમમાં, સેવે ગમી સેવને રે.
છીપજ્ઞાન થયે ભૂલે ભ્રમ નકી, અજ્ઞાની શું શું લહે રે;
માયાએ કરીને અનિર્વચનિયે, બે રૂપ દેખી રહે રે;
ભાળે બ્રહ્મ જદા તદા નવ જરા, સંશે રહે ચિત્તમાં રે;
મિથ્યા દ્વૈત કહે ગુરુ વર મળ્યો, ભ્રાંતિ ન રહે વિત્તમાં રે.
સાક્ષાતકાર થયે ન બંદીજન તે, તારા સમું બોલતો રે;
ભાખે દ્વૈત વૃથા અસંગ શિવ કેહ, અદ્વૈતમાં ડોલતો રે;
જાણે છે નૃપ આ અમો થકી સહુ, આનંદ પામે મને રે;
જાણે હાર થશે કુબંદીજનની, તોયે ન વારે તને રે.

કવિ—એવે નૃત્યતણો સમે સમજીને, ગંધર્વ આવ્યા કને ત્યાં;
વાજીંત્રો નરઘા મૃદંગ કરમા, ડાકડિડે તે ભણે ત્યાં;
વાજે ઘૂઘરી પુંશ્ચલીપદથકી, રાજે રૂપાળી બની છે;
ગાજે વાદ ગમ્યા નહીં, વરનરો લાજે મહા જે ઘણી જે.
વિશ્રાંતિ લઇ લ્યો તમે દ્વય જણા, ભાખ્યો મહાભૂપતિ રે;
અષ્ટાવક્ર વદે ન થાક અમને, રૂંધાઇ બંદીમતિ રે;
વારૂ નૃત્ય ભલે કરે નહિં કશી, પીડા અપીડા મને રે;
વારૂ હું શિવરૂપ જગ્ત સહુને, ક્રીડા અક્રીડા તને રે.

સાંભળી ગાયક તે, સુખદાયક તે, દ્વિજ લાયક તે, ગાય પછે;
દોરી કો ખેંચે, સાકર વેંહચે, લચીને લેંહચે, ગાન ગછે;
તાળી કો પાડે, સ્વર કો કાહડે, આવે આડે, નવ કોઈ;
પદ પૂરૂં છોડ્યું, બંધન તોડ્યું, જાતે જોડ્યું, મળી ધોઈ.

**પદ.**

અરીહાં! અરીહાં! અરીહાં! ત ત થૈ! ત ત થૈ!
થૈ, થૈ ! રે તન તન તનક તથ થૈ થૈયાં. તનક.
રે તનક તનક તા થૈયાં, હાં હાં, તા તા તા તા થૈયાં;
છે જતનાં છોરૂં છૈયાં, આખર રેહશે આ ડૈયાં. તનક.
ઠીક થનક થનક કર અહિયાં, પણ છેલ્લે બેસે બૈયાં;
છે ધગ ધગતી આ ધૈયાં, તું જાણુ જુવાની ગૈયાં. તનક.
નરખે હરખે સુત મૈયાં, ઉછળે ઉંચા અતિ હૈયાં;
દે ભાગી નાર બલૈયાં, રે ભુંડી રૂડી ભલૈયાં. તનક.
શાં છેલડી જોય છલૈયાં, શાં ઝબકાર વિચ ઝલૈયાં;
ગંધર્વોનાં જે છૈયાં, તે જાશે ગાશે તૈયાં. તનક.
સારિગમપધનિસા સૈયાં, સાનિધપમગરિસા કૈયાં;
સાસારિરિગમપધનિ સૈયાં, ઇમ જુવાનિ એહ ગૈયાં. તનક.
પ્રેમાનંદ પ્રભુ એ લીલામાં, ફૂટી ગયાં સૌ હૈયાં;
કે પ્રેમે પૂરાયાં હૈયાં, લીલાં પીળાં નવ લૈયાં! તનક.

સંસાર રૂપી તંતુ પ્રમાણુ, સ્ત્રી વહન કાંઠલો છે અજાણુ;
સાળવી કોકડી પ્રોય જેમ, સંસાર મધ્ય ગૂંચાય તેમ. સંસાર.
ક્ષેત્રજ્ઞને સુપ્રકૃતિ અપાર, બાંધે તશો તનેજ પરિવાર;
ક્ષેત્રભૂત થઈ પુરુષ જાય, ક્ષેત્રજ્ઞ રૂપ લઇ માર ખાય. સંસાર.
જ્ઞાની તદાપિ બંધાય સોય, માની કદાપિ માને ન કોય;
કૃત્યા કરાળી પ્રકૃતિ તું ધાર, માયા ગ્રહી કમાયાજ માર. સંસાર.
માટી વિખે ઘડાઓ સમાય, સંતાઈ રજે ગુણમાં લપાય;
ઇંદ્રિયો તણી મૂરતિ સમાન, મૂર્ખ માનતા માયા મહાન. સંસાર.
આ દેહથકી જૂ લીખ થાય, ત્યાગે તથાપિ મન ના મુઝાય;
શે પ્રેમથકી નારી તું થાય, શે છોકરડે ઉઠતી ન લાય. સંસાર.

ઇમ ગાઈ નારી, બેઠી સારી, જોતાં ધારી, મનમારી;
સમજ્યા સુવિચારી, નવ અવિચારી, કેહ આચારી, ઉચ્ચારીઃ
બંદીજન તારી, વાણી ભારી, વિચ આવારી, લે શારી;
વક્રી માહ પારી, ભાખ્ય સમારી, સાખ્ય વધારી, જો ધારી.

**અષ્ટવક્ર**—વક્રી કેહ બંદી, બોલો દંદી, થઇને ફંદી, આજ તમે;
ઉત્તર તો દીજે, જ્યમ મન રીઝે, વહ્નિ સીઝે, તાપ શમે;
બંદી ન અજાણ્યા, તમને જાણ્યા, ભાખો શાણ્યા, જે પુછું;
આ જળમાં જાશો, તવ દીન થાશો, જળમંહિ ગોધા શો, સામો છું.

### છંદ.

**બંદી**—બંદી કેહ અગિયાર વિષય સદા, સુખી કરે જીવને;
જ્ઞાનેન્દ્રિ વર પાંચ, પાંચ વળી જે, કર્મેન્દ્રિથી શિવને;
ભૂલાવે મન એકને દશ મળી, ધારે પછે તે કર્યું;
બાંધે ગૂંચવી બંધને મન ગણે, આ જીવરૂપી પશુ
ઇંદ્રિયજન્ય વિષે અનુભવ થકી, એકાદશે થાય જે;
છે શોકાદિક હર્ષ એક દશ જે, ના કિમ પીડે કાય તે;
દેવોને દુઃખ દે, મનુષ્ય તવ શું, લેખે મહા પ્રાક્રમી;
આત્માબંધન છે અસંગ નહિ તે, પ્રત્યક્ષ રોધે શમી.

**અષ્ટવક્ર**—અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરા, સુઉત્તરો આપતા;
બારે સર્વ બને ન એક દશથી, કૂડાં રહો કાપતા;
જો સંવત્સર બાર માસથકી છે, બારે થકી શું બને;
જે છંદો જગતી બને જગતીમાં, પાદો તું બારે ગણે.
છે સંવત્સર છંદમાં જગતી જે, તે અક્ષરે ના અડે;
બુદ્ધિ અલ્પથકી ન જાણતા ભિન્નપણું, તારા સમા તે ખડે;
તેવો ઈંદ્રિય એક ને દશ થકી, આત્મા સદા ભિન્ન છે;
જાણે મૂઢમતિ ન તેહ કદિયે, શું ભિન્ન શું છિન્ન છે.
જાણો જે વિધિ દ્વાદશાહ મખનાં, કાર્યો અતિશે વડાં;
છે આહર્ગણુ નામ કર્મ થકી એ, દૃષ્ટાંત ગ્રહે જે વડાં;
તેવું કારણ ઈંદ્રિનું શિવ નકી, જો અન્ય હાવાં સહુ.
આત્મા રૂપનું ધ્યાન જેહ કરતા, શું શું કરે તે કહું;
જીવોને પરબ્રહ્મનું પ્રકટવા, બ્રહ્મજ્ઞાન તો સર્વદા;
શાં શાં સાધન ભાખિયાં, નિગમમાં જાણ્યાં ન તેં તો કદા;
જો તે બાર કહ્યાં હવે ગણવું હું, ગ્રહેવાય તો લે ગ્રહી;
બ્રહ્મજ્ઞાન મળે તે શાસ્ત્ર ભણવાં, આચાર યુકતે રહી.
ત્રીજું સત્યપણાથી વર્તન કરે, રોધે બધી ઇંદ્રિયો;
પોતાના ધર્મે વસે નહિ બીજે, જો રાય કે મંત્રીઓ;
ત્યાગે જો અસૂયા તદા હરિ મળે, લજ્જા ધરે લોકની;
રહેવાં દુઃખ તજે કુસુમ શઇયા, પીડા તજે શોકની.

સાધે યજ્ઞ સુદાન દે અતિ ઘણાં, ધૈર્યે વસે તે સદા;
સેવે જે ઇમ રોજ તે તરી જતા, આ બારથી સર્વદા;
એવાં કારણથી અસંગ શિવ છે, જે જાણવો દોહિલો;
અંતઃકર્ણ સુશુદ્ધિથી થઈ જશે, બંદી હરિ સોહિલો.
બંદીને અતિશે વિચાર કરતો, ભાળી ભણ્યો ભૂસુરી;
પૂછો જે પૂછવું મુગા કયમ તમે, છાના છપ્યા માહથરી;
હાર્યા કહો તવ આ તપે તતડીને, અગ્નિ મહા જોરમાં;
નાખું વાર ન લાગશે પળ ઘડી, તૂટયા તમે તોરમાં.

**બંદી**—બંદી કેહ મુખ મ્લાન ક્રૈધણવતી, વાણી દબાવી અતિ;
જાણું આ જળમાં જશે લઘુવયી, ગુંચાય તેણે ગતિ;
બોલો બાળક બારથી સહુ બને, તે વ્યર્થ આજે કહું;

**કવિ**—બોલી ભૂમિ ભણી જુએ અમુઝણે, કેહ ચિત્ત શોણે ડહું.
ક્રોધાક્રાંત થયે ન સુજતું કંઈ, બે અંગુલીથી ગ્રહ્યાં;
ચક્ષુ તે પણ આપતાં નવ કંઈ, કહે જ્ઞાન વારિ વહ્યાં;
એવે સૂઝ પડી વદ્યો ગરજીને, કે લોક મોટે હસ્યા;
વાર્યા સર્વ વિવેકથી નૃપમણિ, શા બોલ ચિત્તે વસ્યા.
ભાખું તે હું યથામતિ સહુ કને, બંદી વદ્યો તે સભા;

**બંદી**—બોલ્યો બંદી તિથિ ત્રયોદશી તણી, છે શ્રેષ્ઠ તિથ્યે પ્રભા;
પાતાળો અહી સાત પૃથ્વી પટ્ લે, તો શ્રેષ્ઠ તે તેર છે;
તોયે તે મત મુનિને નવ ઠરે, ભાખું કશો ફેર છે.
કાળાદિક વિદેશથી નિરખતાં, કેહ ચિત્તશુદ્ધિ નહીં;
દાખે સત્યયુગે સુસત્ય જનમાં, કેહ ચિત્તશુદ્ધિ સહી;
આ કાળે કયમ તું ભણે ચિત્તતણી, શુદ્ધિ બને સામટી;
બ્રહ્મજ્ઞાન મળે નહીં વદું અમે, છોડું ન જાયે લટી.
તું નિઃસંગ સદાશિવ મહા, કેહ ચિત્તશુદ્ધિ વિના;
થાયે પ્રાપ્ત કદા સદા સરવદા, જો જે વિચારી હીણા;
શો ફૂલાય વૃથા કહે શિવ, એ તે ગૂંચાઈ બંદીમતિ;
બોલાયું નહિ કાંઇ કે હસી સભા, હા હા હી હી એ અતિ.
દેખી પન્નગ સાણસે પકડિયો, કહો કોણ રીઝે નહીં ?
દેખી બ્રાહ્મણઘાતીને દુઃખ વિષે, કહો કોણ ખીજે નહીં ?
દેખી ગૌહણનારને દુઃખ થતું, કોનાં નેન ભીંજે નહીં ?
દેખી બંદી દુઃખી, દુઃખી દ્વિજ મહા, કહો કેમ રીઝે નહીં ?

હાર્યો ! હાર થઈ ! ભણે નર મળ્યા, વારે વિદેહી ઘણા;
સુણે ના જન ત્યાંહી તો હરખમાં, શબ્દો પ્રધાનોતણા;

**અષ્ટવક્ર**–અષ્ટવક્ર ઉભો થઈ તવ ભણે, શાંતિ ધરો રે જરા;
અર્ધો શ્લોક પૂરૂં હું બંદીજનનો, જોશે ન તે આ ધરા.
કહે છે લોમશ રાયને વકી તવ, ગાજી સભામાં વદે;
જો સાચું કરૂં સર્વ હું તુજ વદ્યું, મૂઓ તું તારે મદે;
અગ્નિ સૂર્ય તથા સમીર ભિન્ન છે, સર્વે પદાર્થોથકી;
છે આત્મા દશ ઇંદ્રિયો મનથકી, જૂદો સુવેદે નકી.
બુદ્ધિથી પણ છે જૂદો વળી જૂદો, તે છે અહંકારથી;
તોયે તે વિષયેન્દ્રિયજ્ઞરૂપને, સંબંધના સારથી;
નિત્યે તેહ અનુસરે વિષયમાં, માટે અસંગી હરે;
બુદ્ધયાદિક તણોજ સંગ શિવને, સંગી સમો તો કરે.
માટે માણુસ બુદ્ધિ નિર્મળ થવા, ઉદ્યોગ સાધો સહુ;
ના ઉદાસીન કો થશો વરમતિ, સાચી પ્રતીતિ કહું;
પૂર્વે ધર્મ કહ્યા સુદ્વાદશ અમે, તે સાધનો તેરને;
રાખે ઇંદ્રિયના વિષે થકી સદા, ફેડી કૂડા ફેરને.
એવી રીત નિવૃત્ત જો થઈ તમે, ધર્માદિ સાધો ભલા;
થાતાં જ્ઞાન ન સંશયો કંઈ ધરો, સાચે પથે જો વળ્યા;
બુધ્યાદિ વિષયોની નિવૃત્તિ થશે, કે દ્વૈત નાશી જશે;
અદ્વૈતે શિવ કેરૂં દર્શન થતાં, ભ્રાંતિ સમૂળી ખસે.
જાણ્યું એ પછી દેશ કાળ મનથી, લાગે અપેક્ષા વનો;
આ છે કાળ ન અન્ય કોઇ સમજો, જ્ઞાની સુખ્યાની બનો;
જ્ઞાન પ્રાપ્ત કરો ન કાંઇ ગણતાં, સચ્ચિતઆનંદનું;
જાણો નિર્ગુણ બ્રહ્મ આ ભવનમાં, ચાલે ન જ્યાં મંદનું.

**કવિ**—કેહતા લોમશ રાયને, મૂઢમતિ બંદી ન ઊંચું જુએ;
કાયે કંપ થયો ન જંપ વળતો, કહે કોક શેણે રૂએ ?
ના વકીતણી વાણી ખંડિત બને, સંશે પડયા કે ખુએ;
જો જો દીન ને હીન બની હવે, જો જો એ અશ્રુ લુએ.
હાર્યો ત્યાં બંદી, ગતિ થઇ મંદી, મતિ બનિ મંદી, દીનરે ફંદી;
વકી થઈ દંદી, હરે શિવનંદી, ચાખો ચંદી, હવે જન વંદી;
થૈ અતિ આનંદી, મોટા દંડી, દીધી દંડી, થઇને છંદી;
મતિ ધરી તે ખંદી, પૂરણ પંડિત, રમણ નરંદી, જતી જંદી.

લોકોએ સારી, વાણી ઉચારી, અપરંપારી, આ વારી;
કેહવા મતિ મારી, જાતી હારી, મહત વિચારી, લે ધારી;
હું છું અવિચારી, નહિ આચારી, ઊભો હારી, મન મારી;
રસના રસ સારી, લે ન સમારી, કવિતા ક્યારી, મન ખારી.

વલણ.

કવિતા ક્યારી ખારી મારી, ક્યાં બ્રહ્મ જળ મીઠું વસે રે;
પ્રેમાનંદ ધન વૃથા જાતાં, અન્ન કેઇ પેરે થશે રે.

## 7. The poet's epilogue.

રત્ન ચતુર્દશ છે, વિદ્યા ચૌદે,, વિધિ બ્રહ્માંડજ ચૌદ કહે, જન ચૌદ ગ્રહે;
મમ કડવાં ચૌદે, ભવનો ચૌદે, એમ પદારથ ચૌદ ચહે, વર તેર વહે;
અષ્ટાવક્રી તવ, વાદ કરી, કેહ પ્રભુ પંદરમો દુઃખ દહે, વળી સોળ સહે;
આગળનો આગળ, જાય મુનિ વર, હારી પ્રેમાનંદ રહે, નવ કાંઇ લહે.
દિક્પાળ પુરાણુજ, પંક્તિ ધરી, કડી મેં કરી છે કવિને વિનવી, નહિ સ્વાનુભવી;
દ્વૈતાદ્વૈત, ન હું સમજું, જરિયે દીલથી ડરિયે કોવિદ કવિ, લવરીજ લવી;
શ્રોતા વક્તા, આ ગિરિધર ગુણુ છે, ગાશે શોહાશે, મુક્તિ નવી, નવ વાત કવી;
સમજે જે ઉંચા, પચિયા નીચા, છે બીજાને ઇંદ્રપવી, સંગત ન હવી.
ચાતુર્વંશી દ્વિજ, ગુર્જર દેશે, વીરક્ષેત્રે નિવાસ વસી, ભવમાં વિલસી;
નરઘર ખટ્પદ થઈ, મકરંદ ગ્રહી, કંજ ગુરુ કરી, રંજ રશી, ભવમાં વિલસી;
વર ખંત ધરી ઈકિ, હરિ ભવ વિધિની, કવિતા સરિતામાં ઉલસી, ભવમાં વિલસી;
તારે ઉદ્ધારે, વારે વારે, જોયું કાવ્ય પીયૂષ કશી, ભવમાં વિલસી.
સુરતમાં રહી, કરતો કવિતા, સવિતા સમ ચિત્ત ધરી, ભજિયા જ હરિ;
નંદગુરુપદને, લઇને મદને, રદને કદને શિવ ઉચરી, ભજિયા જ હરિ;
ઉદરે ઉદ્યમે જઇ, નવ ગુણુમેં ગઇ, વક્રી કથા કથી મથી ન મરી, ભજિયા જ હરિ;
છવિશ સત્તરસેંની, સાલે માહલે, વક્રીની કથા જ કરી, ભજિયા જ હરિ.

વલણ.

ભજિયા તજિયા તાપ તનના, કરી અરિ ષટ્ હરિએ હણ્યા રે;
ગહન ગુફા તન વન ધન મધ્યે, પ્રેમાનંદ પૂરા ગણ્યા રે.

## X. From શ્રાદ્ધ (A. D. 1681).

### 1. Mehta gains the vision of Hari.

શ્રાદ્ધ

શ્રીગુરુ ગોવિંદ ચરણે લાગુંજી, સરસ્વતી શારદા વાણી * માગુંજી;
ભાવેરે ભાખું શ્રાદ્ધ, મેહેતાજીના તાતનુંજી.

ઢાળ.

શ્રાદ્ધ સારૂં સ્યામળો, વરણવું બુદ્ધિમન;
નરસૈં મેહેતો ભક્ત બ્રાહ્મણ, જેનું જુનાગઢમાં ભોવન.
બંસીધર નામે ભ્રાત મેહેતાનો, જવેર મેહેતી તેની ધરણી;
માણેક મેહેતી નામે સ્ત્રી તે, નરસૈં મેહેતાને પરણી.
માતા પિતા તો મૃત્યુ પામ્યાં, મૂકી બાળેવેશે બે વીર;
મેહેતા આથડતા ઉછરયા, જેવું વરસાદનું નીર.
દ્રવ્ય સંપતિ લઇને બેઠો, મોટો વીર ડાહ્યો સહી;
સોળ વરસના મેહેતા થયા, પણ કશી અક્કલ નહીં.
ગાળો ખાય ભાઈ ભોજાઈની, લોક કહે રામ ગોવાળો;
સુણી અંતરમાં દાહ લાગ્યો, પણ ન જાણે ધોળાપર કાળો.
એક સમે ભાભીએ વચન કહ્યું, મેહેતાને લાગ્યો ડાગ;
વનવાસ પોતે ચાલીઆ, ઘરબાર કીધું ત્યાગ.
મન વિષે મહા ચિંતા કરતા, આવ્યા અઘોર વનમાંહે;
જોતાં જોતાં એક દેરૂં દીઠું, અપૂજ્ય શિવનું લિંગ જાંહે.
ત્યાં જઇ મેહેતે પૂજા રચી, થઈ અંતરમાં ઉલ્લાસ;
ક્ષુધા તૃષા તજીને ધ્યાન ધરે, બેઠા રાખી મન વિશ્વાસ.
સાત અપવાસ મેહેતે કરયા, તવ રીઝયા શ્રી મહારાજ;
કૈલાસથી પોતે આવીઆ, કરવા ભક્તનું કાજ.
રૂંડમુંડની કંઠે માળા, વિભૂતિ ચોળી અંગ;
જટા મધ્યે ગંગા વિરાજે, ઉમયા શોભે અર્ધાંગ.
વાજીંત્ર વાજે ડાક ડમરૂ, શંખ શિંગી સાર;
લીલવટ તિલક પ્રકાશ શોભે, રૂપ સુંદર અપાર.

પોઠીઆનું વાહન કરી, બેઠા પુરુષ પુરાણ;
તે થાનક પ્રભુજી પધારયા, શું કઈ તેહ વખાણ.
વાઘાંબર ઝળકી રહ્યાં, આભૂષણ સર્પનાં સાર;
લોચન લાલ ગુલાલ રંગ, સોહે સેવંત્રાનો હાર.
કમળની પેરે લિંગ પ્રકાશ્યું, પ્રગટતાં શંકર રાય;
મેહેતાજી મહાદેવને દેખી, ઊઠીને લાગ્યા પાય.
કરજોડી મુખથી વર્ણવે, નમો નમો આદિ ભગવાન;
ભોળાનાથે શિર હાથ મેલ્યો, માગ ભક્ત વરદાન.
મેહેતાજી કહે, હવે શું માગું, દર્શન પામ્યો સાર;
વર માગું તમને નિરખ્યા, તેવા નિરખું દેવ મોરાર.
પ્રેમ ધરી પ્રભુજીને નિરખું, એટલો પહોંચાડો કોડ;
સુણી વચન ને શંકર રીઝયા, મેહેતાને રાખ્યા જોડ.
આજ તુજને હરિ નિરખાવું, આશા પૂરૂં મન તણી;
ભોળાનાથ દાસ સંગે, લઇ ચાલ્યા વૈકુંઠ ભણી.

### વલણ.

વૈકુંઠમાં શિવ આવિયા, પૂરવા ભક્તની આશ રે;
ગોપી ગોવિંદ લીલા કરે ત્યાં, રમતાં રાસ વિલાસ રે.

### કડવું.

અદ્‌ભુત લીલા રામ વિરાજે જી, ગોપિકા ગાય ને વાજીંત્ર વાજે જી;
દર્શન જોતાં ભવ દુઃખ ભાજે જી, જોઇ સુખ પામ્યા શિવ મહારાજે જી.
ભુવન ભારે ચંદ્રપ્રકાશ જી, વૈકુંઠે શોભે શરદ આકાશ જી;
માણેક મોતી ઝવેર બહુ ઝળકે જી, અદ્‌ભુત શોભા થકી મન હરખે જી.

### ઢાળ.

મન હરખ્યું મહાદેવજી તણું, દીઠું વૈકુંઠનું તેજ ઘણું;
સૌએ આવતા દીઠા શિવસ્વામી, એટલે રમતી દીઠી વ્રજ રામા.
મૂકી દીધું ખેલનું કાજ, મનમાં ઘણી વધારી લાજ;
સદાશિવને આવતા જાણી, સામા આવ્યા શારંગપાણી.
હરિને રૂપ ને તેજ અપાર, નરસૈંયે નિરખ્યું નિરધાર;
નરસૈંયે ઓળખ્યા શ્રી ભગવાન, કીધો પ્રેમે દંડવત પ્રણામ.

પછે હરિહર દષ્ટે મળીઆ, પ્રભુ શિવને ચરણે નમીઆ;
હરે ઊઠાડયા ગ્રહી હાથે, પ્રભુને ચાંપ્યા હૃદયા સાથે.
ભુજ બંધન વાંસા પૂઠે, પ્રેમ આલિંગન નવ છૂટે;
પછે મુખ અન્યો અન્ય જોયા, શિવનાં આંસુ શ્રીહરિએ લ્હોયા
પછે હરિ પૂછે સમાચાર, કહો કેમ કૃપા કરી ત્રિપુરાર;
મુજ ઉપર દયા કીધી ઘણી, પધાર્યા મુજ મંદિર ભણી.
હું તો મહા સુખ પામ્યો આજ, મુજ સરખું કહોની કંઇ કાજ;
બીજું મનુષ્ય કોણ છે આ સાથ, કયમ આ ઠામ દેખાડયો નાથ.
સદાશિવ કહે જાણો છો મહારાજ, શું અજાણ થઈ પૂછો વૈકુંઠરાજ;
એ તો દાસ તમારો જાણીએ, ઓધવ વિદુર સમાન ગણીએ.
એ તો મહાભક્ત છે શિવ વરણે, એને રાખો તમારે શરણે;
એ તો ધ્યાનજ તમારૂં ધરે, તમ દર્શનની ઇચ્છા કરે.
શિવે સઘળી કહી માંડી વાત, ત્યારે રીઝયા વૈકુંઠ નાથ;
વળી હસિને બોલ્યા સુંદરસ્યામ, કહોની એનું શું છે નામ.
સદાશિવ કહે સુણીએ શ્યામ, એનું વિપ્ર નરસૈંયો નામ;
તવ નરસૈંયો જઈ લાગ્યો પાય, મસ્તક કર મૂકયો વૈકુંઠરાય.
જા તું ભજતો રહેજે મૂને, હું સદા પ્રસન્ન છઉં તૂને;
એવું હરિએ આપ્યું વરદાન, ભોળાનાથ થયા તુષ્ટમાન.
હરિ મહાદેવને કહે છે ત્યાંય, પધારો મુજ મંદિરમાંય;
હરિહર ભુજ ઝાલી આવે ભુવન, નરસૈંયો આનંદ પામ્યો મન.
શિવ સ્યામ આવ્યા મંદિર મોઝાર, ગોપિકા ઉભાં થયાં તેણી વાર;
સહુ લાગ્યાં શિવને પાય, બેસાડયા આસને શિવરાય.
નાથે નેત્ર સમસ્યા કરી, પૂજા થાળ લાવી સુંદરી;
જડાવ ઝારી ભરી ગંગાજળે, પ્રભુ મહાદેવનાં ચરણ પાખળે.
લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશ પ્રકારે પૂજા કરી;
પ્રદક્ષિણા કરી લાગ્યા પાય, હરિ વીંજણે ઢોળે વાય.
શુભ થાળ લાવી ગોપીજન, માંહે શાક પાક પકવન;
તે મહાદેવની આગળ ધરી, હરિહરે એકઠાં પ્રાશન કરી.
ભોજન કરી ઉઠયા ભગવાન, સદાશિવ આનંદ પામ્યા મન;
જોઈ કૃષ્ણજીતણાં ભુવન, આનંદ્યા છે શિવરાજન.
બહુ શોભા અપરમપાર, જોઇને રીઝયા ઉમિયા ત્રિપુરારે;
શય્યાએ સુતા શિવ અવિનાશે, હરિ મહાદેવનાં ચરણ તળાંસે.

હરિહર બેઠા એક ઉલ્લાસ, કરે ગોઠડી વિવિધ વિલાસ;
વાત પ્રીતે કરી રૂડી પેર, મહાદેવજી કહે હવે જાશું ઘેર.
હરિ કહે પધારજો ફરી, આજ તો ઘણી કૃપા કરી;
હું તો તમારો છઉં પુષ્ટ, મુજ ઉપર રાખજો કૃપા દષ્ટ.
એમ હરખે હરિ મનમાંય, ફરી ફરીને લાગે પાય;
પાયે લાગ્યો વ્રજનો સાથ, દીધી આશિશ ઉમિયાનાથ.
વળી બોલ્યા શારંગપાણી, મારી વાત સુણો શૂલપાણી;
તમે તમારે જાઓ કૈલાશે, આ ભક્ત રહેશે અમારે પાસે.
ત્યારે બોલ્યા શિવ મહારાજ, એનાં કરજો રૂડાં કાજ;
એને દાસ કરી થાપજો, એને રૂડું ગમે તે આપજો.
ત્યારે બોલ્યા શ્રી અવિનાશ, મુજ પ્રાણથી અધિકો દાસ;
વાત નિર્ભય માનજો સાચી, સુણી સદાશિવ રહ્યા મન રાચી.
પછે ભોળાનાથ ગયા કૈલાશ, મેહેતાજી રહ્યા હરિને પાસ;
હરિએ હેતે આપ્યો પરસાદ, અંતરમાં ઇચ્છા ઘણી વાધ.
નરસૈંયો પામ્યો દરશન, છે પૂરણ પ્રભુજી પ્રસન્ન;
રચ્યું વૈકુંઠ જોવા જેવું, બ્રહ્મા ભેદ ન જાણે તેવું.
હરિ રૂપનાં ન થાય વખાણ, જાણે ઊગ્યા કોટિક ભાણ;
શોભે વદનાંબુજ બહુ પ્રકાર, ચળકે કોટે કૌસ્તુભ તેજ અપાર.
હરિનાં લોચન કમળ સમ સાર, ભાલે તિલક તે શોભા અપાર;
મસ્તક મુકુટ રહ્યો છે ઝળકી, કાને કુંડળ રહ્યાં છે લળકી.
અધર બિંબની શોભા ઘણી, મુખમાં દાંત કળી દાડમની;
પીતાંબર રહ્યાં ઝગમગી, કુંકુમ ચરણ કંઠે દુગદુગી.
છબી પાતળી મુખે હસે, ભરયૌવન બાળવેશે;
અંગ કોમળ નાભી કમળ સરખી, વ્રજ વનિતા મોહે છબિ નરખી.
હરિએ શણગાર સર્વે સજિયા, વાંસળી વાય વિઠ્ઠલ રસિયા;
કેશ છૂટે બાવન વીર, નિરખું ઊભા સ્યામ શરીર.
હરિની દષ્ટિ કરે કમાન, વ્રજ વનિતાના હરખે પ્રાણ;
મધુરી વાણી બોલે મુખ, જોઇ પ્રમદા પામે સુખ.

2. Mehta's return from Vaikuntha.

કડવું.

વૈકુંઠ ધામની શોભા સુંદર, કહેતાં ન આવે પારજી;
ગોપી ગોવિંદની અદ્દભુત લીલા, નરસૈં નિરખે નિરધારજી.

મન ઉલ્લાસે હરિમુખ જોતાં, વીત્યા દિન એકવીશજી;
દિવસ બાવીશમે મેહેતાજી પ્રત્યે, બોલ્યા શ્રી જગદીશજી.
મેહેતાજી એક વાત સાંભળો, કહે છે વૈકુંઠ રાયજી;
અમૃતમય રસ ભાવે પીતાં, જીવ તૃપ્ત ન થાયજી
તે માટે તમે ઘેર પધારો, સુણો કહું વાતનો મર્મજી;
ઋષિની પુત્રી સ્ત્રી તમારે, તે સાથે માંડો ગૃહસ્થાશ્રમજી.
દેખો તેવી ત્યાં લીલા ગાજો, મનશું બાંધી પ્રતિબંધજી;
અંતકાળે અહિં આવજો, હવડાં કરો સંસાર સંબંધજી.
ત્યારે મેહેતાજી કહે સુણીએ સ્વામી, ત્યાં ગયાનું શું વરણજી;
માયામાં મુને શીદ મોકલો, રાખો તમારે શરણજી.
લૌકિક પીડા મુજને નડશે, ભૂલી જઇશ તમ નામજી;
જન્મ અકારથ થાશે મારો, ક્યાંથી પામીશ ચરણ વિશ્રામજી.
મન માન્યો કરો મોહન, હું તો દાસ તમારોજી;
તમ વિના પ્રાણ જાશે મારો, શાને આંખ આગળથી કાઢોજી.
ત્યારે હસીને હરિ બોલિયા, તું સાંભળ કેવળ ભક્તજી;
જોગીને હું જુગે મળું, સંસારીને મળું તર્તજી.
જે કો ચિત્ત રાખે મુજ ઉપર, હું રહું તેની પાસજી;
સંસારમાં રહી મારૂં નામ લહે, તે તો પૂરણ દાસજી.
માટે તમો ગૃહસ્થાશ્રમ પાળો, જેને દ્વારે આવે સંત સુહાયજી:
જોગી થઇ આડંબર કરી, ધૂળ અંગે ઘાલ્યે શું થાયજી.
ઘણું ઘણું શું કહીએ તમને, વીનવે જુગજીવનજી;
અંતકાળે અહીં આવશો, હવડાં જાઓ ભોવનજી.
હું તો તમથી ક્ષણ નથી વેગળો, એક દિવસ ને બીજી રયણજી;
કષ્ટ પડે ત્યારે મુજને સંભરજો, હું આવીશ તતક્ષણજી.
હરિ વચન મેહેતો માથે ચઢાવી, લાગ્યા પ્રભુને પાયજી;
પ્રદક્ષિણ કરીને આજ્ઞા માગી, જૂનાગઢમાં જાયજી.
મેહેતાજી મનસું વિચારે, મુને હરિહર બેહૂ મળિયાજી;
જેમ રંકની ઉપર રાજા ત્રૂઠ્યો, જન્મ મરણ દુઃખ ટળિયાંજી.
શ્રી હરી મુજને મળ્યા પણ, મૂકી દીધા ફોકજી;
ફરીને જઇશ સંસારમાં, ત્યારે ત્યાં હાંસી કરશે લોકજી.
હરિ વચન હૈયે લખી રાખ્યાં, મેહેતો હૃદયમાં રાસ સંભારેજી;
તાળ દેતા ને ગીત ગાતા, આવ્યા જૂનાગઢ મોઝારજી.

### શ્રાદ્ધ.

આવીને ભાભીને ચરણે નમ્યા, દીધું આશિર્વચનજી;
શ્રીહરી ને હર મુજને મળ્યા, તેહ તમારૂં પુણ્યજી
પુણ્ય તમારૂં માત મારી, મુજને હેતે મળીઆજી;
ગાળ નહીં એ આશિષ દીધી, જન્મ મરણ દુઃખ ટળિયાંજી.
મહેતાજીને કહે ભાભી, માંડોની ગૃહસ્થાશ્રમજી;
ઋષિની પુત્રી સ્ત્રી તમારે, સતી સાધવી પરમજી.

•

### વલણ

સતી સાધવી નાર સાથે, મેહેતે માંડયો ગૃહસ્થાશ્રમ રે;
સેવા સ્મરણ ને હરિભજન, નિત્યે કરે ઉજ્વલ કર્મ રે.

## 3. Mehta's household.

### કડવું.

મેહેતાએ માંડયો ગૃહસ્થાશ્રમ, ઋષિની પુત્રી ને પરિશ્રહ;
શાલિગ્રામની સેવા કરે, કશી માયા હૃદે નવ ધરે.
નરનારી ખટ્ કર્મ કરે, તનમન પ્રભુજીને ગણે;
સામગ્રી જે લાવે ઘર માંહે, પેહેલે પ્રભુજીને ધરાવે ત્યાંહે.
એક સાધુ જમાડીને જમે, રાખે સંતોષ લોભ નવ કરે;
નિત્ય સવારે કીર્ત્તનનો નેમ, તે ગાઇને કરે ભોજન.
માણેક મેહેતી સાધવી સતી, જરા વચન લોપે નહિ પતિ;
કંથ કહે તે પ્રમાણે ચાલે, હરિ ઉપર બહુ રાખે વહાલે.
અંતરમાં પતિ સેવા ઇચ્છે, પરમેશ્વર તે કંથને પ્રીછે;
હરિ સેવાનો ઉદ્યમ કરે, રાત દિવસ કીર્તન ઓચરે.
પળ ન વીસરે પ્રભુનું ભજન, વિશ્વંભર પૂરે પાડે અન્ન;
વૈષ્ણવ સાધૂ પુરમાં કહેવાય, મેહેતાનું નામ લેતાં પાતક જાય.
નાત સગાંથી અળગા રહે, સંસારી વાત મનમાં ન લહે;
દેહ સંસાર, ચિત્ત હરિપર રહે, નથી ઇચ્છિતા ઘર મમત્વ ગ્રહે.
સોના રૂપામાં તુળશી ગણે, માયા કોડી ન રાખે કને;
હરખ શોક નવ રાખે મન, બારે માસના સરખા દન.
કોની નવ કરે કુથલી વાત, ઇંદ્રિજીત બંનેની જાત;
ચંચળ ચિત્તને વશ કરી રાખે, મન ઉલ્લાસે હરિ ગુણ ભાખે.

કરે સેવા સ્મરણુ ને જ્ઞાન, મર્યાદામાં રહે સાવધાન:
માયા પ્રુજીમાં માળ ને તાળ, કામકાજમાં રામ ગોપાળ.
કીધો જન્મ સફળ ગુણ ગાઈ, વશ્ય કીધા છે જાદવરાય;
અન્ન વસ્ત્ર રિધસિધ ને કામ, સર્વ પૂરૂં પાડે હરિ રામ.
લેહે લાગી હરિમાં મન, કશી વાતની નવ રહે ન્યૂન;
એ રીતે પાળે ગૃહસ્થાશ્રમ. પ્રભુ રાખે લજ્જા ને શરમ.
લૌકિક વાત એ જાણે શેની, જે ન જાણે દિવસ કે રેણી;
અનેક ભક્ત કહાવે છે સહી, પણ મેહેતાજીની તોલે નહીં.
જેનું ચિત્ત પ્રભુજીમાં વસે, કદી માયામાં મન નહીં ધસે;
કુપાત્ર બ્રાહ્મણ નાગરની નાત, તે તો જણાવે પોતાની જાત.
સહુ મેહેતાનું હાસ્યજ કરે, કુટુંબનું કો માણસ નવ ગણે;
ભાઈ ભોજાઈ લજ્જા નવ રાખે, ન ઘટે તેવું મુખેથી ભાખે.
નહીં ઉદ્યમ થયો શ્રીપાત, હવે એને શી નાત ને જાત;
એને કુળ કુટુંબનું શું છે કામ, હરિ ભજીને બોળ્યું નામ.
નાત સંગાથે અળગો રહેશે, સારે માથે દામ કોણ દેશે;
આખો દિન ધરે હરિનું ધ્યાન, તોહે નવ થયો દોલતવાન.
હાલી કરે છે દેવની વેઠ, નવ જાણે સંસાર વિવેક;
પેટે પડશે પુત્ર દીકરી, તેના વિવાહ કરવા આવશે હરિ.
આવીને હગશે એનો રામ, નાત જાતનું નવ પડે કામ;
ટાણું માંડીને સગાં નોંતરશે, કદી પાશેર મીઠું ન વાવરશે.
મા બાપનો દહાડો ન જાણ્યો, એથી પેટે શે ન પડ્યો પાહાણો;
નવ જાણે સંસાર માર્ગની રીત, સારે માઠે ન જાયે ધીટ.
વાંચી ચોપડો ખાતું ડોળે, બેઠો બાપદાદાનું નામ બોળે;
વગોવી મૂક્યું હરિનું નામ, ભક્ત થઈને ધૂતી ખાએ ગામ.
ઘેલો હશે તો ગાંજ્યો જાશે, તેનું માને તે ધોકા ખાશે;
કોણ જાણે હરિ શું ન્યાલ કરશે, અફલાઈ ફૂટાઇને મરશે.
તાળ વગાડી કપાળ કૂટે, એ તો રંડા મુંડાને લૂટે;
છાપાં ભરીને કાયા છાપે, લીયે તેનું પાછું નવ આપે.
લોકનેદેખાડવા ઝાલી જપમાળી, કઇને ગળે દીધી હશે પાળી;
એ કપટીને હરિ ક્યાંથી મળે, મુખ જોઇએ તો ખાવા ટળે.
ઢોર ભલાં એવા માણસથી, નાગરી નાત વાત એમ કરતી;
સૌ અહંકાર મત્સર ભરયાં બોલે, મેહેતાને મન સૌ તૃણને તોલે.

ભલે બકવા કરતાં એ મુખ, જરા મન નવ ધરે દુઃખ;
હરી ઉપર સંતોષ રાખે, આમથી સુણી આમ કાઢી નાંખે.
કરે હરિનિંદા તેનું કર્મ બંધાએ, મારે આશરો વૈકુંઠરાએ.

## વલણ

આશરો • વૈકુંઠ રાયનો, ભટ પ્રેમાનંદ બોલે વાણી રે;
અવગડ પડશે ત્યારે આવશે, પોતે શારંગપાણી રે.

## 4. The Mehta's wife gets anxious.

### કડવું.

મેહેતી કહે છે મેહેતાજીને, દીધાં નોંતરાં ઘેરે ઘેર;
ચતુર શિરોમણિ સ્વામી મારા, કરો સામગ્રીની પેર.
હા ભણીને હવે પસ્તાણાં, હવે વલે શી કરૂં આંહે;
મીઠાથી તે સર્પણ લગી, કાંઈ નથી ઘર માંહે.
નિર્ધનને કોઈ ઉછીનું ન આલે, કહેશે પાછું નહિ આપે;
આધાર વિના આકાશે ચડવું, લાગ્યો છે મહા સંતાપ.
આજ આપણું ભજન ચૂક્યાં, અણચિંત્યો થયો અદાપ;
ભાભીજી દુઃખ દેવાને આવી, નડયું કોણ જનમનું પાપ.
શ્રાદ્ધ સારવાની તેવડ નથી, તો સ્વામી શી કરીએ પેર;
આ વેળાને કાજે મેં તો, શે નવ સંઘરયું ઝેર.
એક વાળી મારા સૌભાગ્યમાં છે, જો તેથી સરતું હોય તો લીજે;
બીજો ઉપાય કશો નથી, સ્વામી કેઇ પેર કારજ કીજે.
નાગરી નાતમાં હાંસી થાશે, ને ભંડાશે ભજન;
ઉછીતું લાવવાનો વગ નથી, છે સૌ આપણા દુશમન.
વગર વાંકે વીગવી મૂકે છે, હવે બમણાં દેશે ડામ;
કહેશે જમવા તેડી ભૂખ્યા કાઢ્યા, પછે રહેવા ન જડે ઠામ.
માટે ધીરજ હું કેમ ધરૂં, મુને ચિંતા થાય અપાર;
ચતુર શિરોમણિ સ્વામી મારા, વેહેલા સમરો દેવ મોરાર.
ત્યારે મેહેતો કહે મેહેતી પ્રત્યે, તું આકળી કાં થાય;
મુને તો દૃઢ વિશ્વાસ છે, ખરચી મોકલશે વૈકુંઠરાય.

